# वैष्णवनित्यकर्म.



शास्त्री दामोदर कानजी.

શેઠ વલ્લભદાસ ]    ॥ શ્રી ॥    [ સ્મારક ગ્રંથ

# वैष्णव नित्यकर्म.

યોજનાર—વૈદ્ય દામોદર કાનજી.



સંવત ૧૯૮૧ ]  આવૃત્તિ ૪ થી  [ પ્રતિ ૨૦૦૦

કીંમત

ધર્મજીજ્ઞાસુ વૈષ્ણવને

વિના મૂલ્યે આપવામા  આવે છે

# પ્રસ્તાવના
## ત્રીજી આવૃત્તિની.



ત્રીજી આવૃત્તિ પ્રકટ કરવાનો પ્રસગ પ્રાપ્ત થાય છે મારા પરમ મિત્ર રતનશીભાઇએ મને એક વર્ષથી આ કામ શરૂ કરવાનું કહેલ, પણ મારા તરફથી પ્રસિદ્ધ થએલ ભીષ્મચરિત્ર નામના પુસ્તકની વ્યવસ્થાના કામમા હુ પડેલો હોવાથી આ કામ જલદી હુ ન કરી શકયો હાલ મારા પર સ્નેહ રાખનાર ભાઇ પ્રાણજીવન વિ. પ ઠકે મને કાળજીપૂર્વક કામ કરી આપવા જણાવતા તે કામ તેઓ દ્વારા જ હુ પાર પાડી શકયો તે મારા અગત સબધી હોવાથી ઉપકાર માનવાને બદલે દૈવી બળની યાચના

આ પુસ્તક સદ્ગત્ વલ્લભદાસ સ્મારક ફડમાથી પ્રકટ થાય છે અને તેનુ વૃત્તાત બે વખત લખાઇ ગયુ છે એટલે હવે આવશ્યક નથી

દામોદર કાનજીના જયશ્રીકૃષ્ણ.



# પ્રસ્તાવના.
## બીજી આવૃત્તિની.

આઠ વર્ષે આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રકટ થાય છે આવા અતિ ઉપયોગી પુસ્તકની અતિ માગણી થાય એ સહજ છે. છતા આટલો વિલબ થયો તેનુ એક જ કારણ છે તે એ કે મારા મિત્ર રતનશીભાઇને મારા માટે અપૂર્વ શ્રદ્ધાને લીધે મારી માર્ફત જ પ્રકટ કરાવવાની તીવ્ર ઇચ્છા હોવાથી અને નામદાર મહારાજા શ્રીમત સરકાર ગાયકવાડશ્રીએ મારા વ્યાખ્યાનો જાતે સાભળી મને આશ્રય આપવાથી મુબઇને બદલે આહી વડોદરામા મારૂ વસવાનુ થતા આ પુસ્તક છાપવાનુ કામ મારાથી આજ સુધીમા ન બની શક્યુ છેવટ રતનશીભાઇના આગ્રહને માન આપી સમય મેળવી આહી (વડોદરામા) છપાવવા ધાર્યું

થયેલા વિલબ માટે વૈષ્ણવગણની ક્ષમા માગુ છુ મારા આહી વસતા છતા મારા મિત્રવર્ગનો મારા પ્રત્યે જે પ્રેમ વિશેષ વૃદ્ધિ પામેલો છે તે માટે હુ અત્યત આભારી છુ.

વૈશાખ વદ ૧૧ — વૈદ્યશાસ્ત્રી દામોદર કાનજી.
ગુરૂવાર સ ૧૯૭૩ — અમદાવાદી પોળ, વડોદરા.

# અંતરનો આશય.

## આવૃત્તિ પહેલી.

દરેક પુસ્તકમા પ્રસ્તાવના લખવાની પદ્ધતિ પ્રાચીન કાળથી છે, તે પદ્ધતિને અ ગે તેમજ મારા અ તરનો આશય જાહેર કરવાની ખાતર ટુકુ વિવેચન કરવાની આકાક્ષા મને સહજ થાય છે

મારા પરમસ્નેહી ભાઈશ્રી રતનશી ડુ ગરશીએ મને આ પુસ્તક બહાર પાડવાને માટે સલાહ આપી અને તમામ ખર્ચ આપવાને મને જણાવ્યુ, જેથી હુ બહુ ખુશી થયો જો કે આ પુસ્તકમા ભેગા કરી ગોઠવવા અને કોઇ સ્થળે ભાષાતર કરવા સીવાયનો કશો મારો પ્રયાસ નથી, તેમ મહત્વની એવી વાત નથી જે પ્રાચીન લેખો છે તેનુ જ સ્પષ્ટીકરણ કર્યું છે છતા તેટલા જ પ્રયાસનુ પણ ઉત્તમ ધાર્મિક લેખવાળુ પુસ્તક પ્રકટ કરતા કોને હર્ષ ન થાય? મારા મિત્ર રતનશીભાઈએ આ પુસ્તક વિના મૂલ્યે મોટો ખર્ચ કરી ભેટ આપવાને માટે તૈયાર કરાવ્યુ છે એ બીજી ખુશીની વાત છે કે જેને અ ગે મારા અલ્પ પ્રયાસનુ પરિણામ સાર્વજનિક હિતકર થઇ પડશે. રતનશી ભાઇનો આ ધાર્મિક પુસ્તક છપાવી પ્રકટ કરી વિના મૂલ્યે આપવાનો જે હેતુ છે તે મારે અત્રે જાહેર કરવા જરૂર છે

અખડ બ્રહ્મચારી, પરમવૈશ્નવ, શ્રીભીષ્મનુ ચરિત્ર

# भीष्मचरित्र

( ભાગ પહેલો બહાર પડી ચુકયો છે )

આ શ્રીભીષ્મચરિત્ર નામનુ પુસ્તક બાળકથી માડી વૃદ્ધ પર્યંત સ્રીઓ અને પુરૂષોને બ નેને એક સરખી રીતે ઉપદેશ આપનાર, વ્યવહારનુ શિક્ષણ આપનાર છે, અને ભકિતરસથી ભરપુર હોવાથી તે રસનો પણ પૂર્ણ અનુભવ કરાવે છે ટુ કામા દૈવી અને વ્યવહારી બ ને વસ્તુથી પૂર્ણ અને રસમય છે આ પુસ્તક માટે સારા સારા વિદ્વાનોએ અને શ્રીમ ત મહારાજા શ્રી ગાયકવાડ સરકારે સ પૂર્ણ સ તોષ દર્શાવ્યો છે તેમજ સર્વે જાહેર પત્રોએ પોતાના સારા અભિપ્રાય આપેલ છે

આ પુસ્તકની આવક મ દીર, દવાખાનુ , વિધાર્થીભવન વિગેરે જાહેર સ સ્થાઓમા જનાર છે કીમત રૂ. ૩-૮-૦.

રચનાર —વૈદ્યશાસ્રી દામોદર કાનજી.
અમદાવાદી પોળ, મુ. વડોદરા.

મળવાનાં ઠેકાણા:— (૧) કર્તા પાસેથી
(૨) એન એમ ત્રિપાઠી.
પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઇ—૨

# અનુક્રમણિકા.

॥ श्रीहरि ॥

ॐ

# वैष्णवनित्यकर्म.

## वैष्णवद्विजानां प्रातर्विधिस्त्रिकालसंध्या.

### વૈષ્ણવ, બ્રાહ્મણ, ક્ષત્રીય, અને વૈશ્યને માટે ત્રિકાળ વેદોક્ત સધ્યાવિધિ.

रात्रेः पश्चिमयामस्य मुहूर्तो यस्तृतीयकः ।
स ब्राह्म इति विज्ञेयो विहितः स प्रबोधने ॥ १ ॥

અર્થ—રાત્રીના ચોથા પ્રહરનુ ત્રીજુ મુહૂર્ત એટલે પાછલી ચાર ઘડી રાત્રી રહે તે 'બ્રાહ્મ મુહૂર્ત' કહેવાય છે જાગવાને માટે એજ સમય ઉત્તમ કહેલો છે ૧

ब्राह्मे मुहूर्ते चोत्थाय परं ब्रह्म विचिन्तयेत् ॥ २ ॥

અર્થ—બ્રાહ્મ મુહૂર્તમા ઉઠી પરબ્રહ્મ એટલે શ્રીકૃષ્ણચન્દ્રનુ પોતાના હૃદયમા ચિન્તન કરવુ, અર્થાત્ નામોચ્ચારણપૂર્વક સ્મરણ કરવુ. ૨.

# ॥ प्रातःस्मरणम् ॥

## मंगलाचरणम्.

दोर्भ्यां दोर्भ्यां व्रजन्तं व्रजसदनजनाह्वानतः प्रोल्लसन्तं
मन्दंमन्दं हसन्तं मधुमधुरवचो मेति मेति ब्रुवन्तम् ॥
गोपालीपाणितालीतरलितवलयध्वानमुग्धान्तरालं
वन्दे तं देवमिन्दीवरविमलदलश्यामलं नन्दबालम् ॥१॥

અર્થ—બે હાથોએ તથા પગોએ એટલે ઘુંટણીએ ચાલતા એવા વ્રજમા રહેવાવાળા વ્રજવાસી જનોના બોલવાથી અત્યત ઉલ્લાસમા આવતા મદ મદ હાસ્ય કરતા મીઠી મીઠી વહાલી લાગે એવી વાણીમા મા, બા, એ શબ્દો બોલતા, ગોપીજનની તાળી લાગવાથી હાથમા રહેલા ચલાયમાન કંકણના શબ્દથી મોહ પામેલુ છે ચિત્ત જેમનુ એવા, દિવ્ય પ્રકાશમાન અને કમળના સુદર દલ જેવા શ્યામ વર્ણવાળા નદનદનને હુ પ્રણામ કરૂ છુ. ૧



अचिन्त्यमव्यक्तमनन्तमव्ययम्
विभुं प्रभुं भावितविश्वभावनम् ॥
त्रैलोक्यविस्तारविचारकारकम्
हरिं प्रपन्नोऽस्मि गतिं महात्मनाम् ॥१॥

અર્થ—અચિન્ત્ય અવ્યક્ત, અનન્ત, અવ્યય વિભુ, પ્રભુ, ત્રિલોકીના વિસ્તારનો વિચાર કરનાર, અને મહાત્માઓની ગતિરૂપ એવા શ્રીહરિને હું શરણ થાઉં છું ૧

स्वकर्मफलनिर्दिष्टां यां यां योनिं व्रजाम्यहम् ।
तस्यां तस्यां हृषीकेश त्वयि भक्तिर्दृढाऽस्तु मे ॥२॥

અર્થ—પોતના કર્મના ફળ ભોગવવા માટે જે જે યોનિમાં હું જાઉં તે તે (જન્મમાં) હે હૃષીકેશ! (ઇંદ્રિયોના નિયામક!) આપની દૃઢ ભક્તિ મને હજો ૨

कृष्णे रताः कृष्णमनुस्मरन्ति
रात्रौ च कृष्णं पुनरुत्थिता ये ॥

ते भिन्नदेहाः प्रविशन्ति कृष्णं
हविर्यथा मन्त्रहुतं हुताशे ॥३॥

અર્થ—શ્રીકૃષ્ણમાં આસક્ત, શ્રીકૃષ્ણનું વારંવાર સ્મરણ કરનાર, રાત્રિમાં પણ શ્રીકૃષ્ણ અને ફરી ઉઠતા પણ શ્રીકૃષ્ણને જે સંભારે છે તે જેમ મંત્ર ભણીને હોમેલું હવિ જેમ અગ્નિમાં પેસે છે તેમ દેહથી છુટા પડતાજ શ્રીકૃષ્ણમાં પેસે છે ૩

त्वमेव माता च पिता त्वमेव
त्वमेव बन्धुश्च सखा त्वमेव ॥
त्वमेव विद्या द्रविणं त्वमेव
त्वमेव सर्वं मम देवदेव ॥४॥

અર્થ—હે દેવના દેવ! તમેજ મારા માતા, તમેજ મારા પિતા, તમેજ મારા ભાઈ, અને તમેજ મારા મિત્ર છો. તમેજ વિદ્યા, તમેજ ધનદોલત અને તમેજ મારૂં સર્વસ્વ છો. ૪.

हरेर्नामैव नामैव नामैव मम जीवनम् ।
कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥ ५ ॥

અર્થ—શ્રીહરિનુ નામજ, નામજ અને નામજ એ મારૂં જીવન છે કલિયુગમા શ્રીહરિના નામ સીવાય બીજી કોઇ સદ્દગતિ નથી જ નથી જ અને નથી જ ૫

हे जिह्वे रससारज्ञे सर्वदा मधुरप्रिये ।
नारायणाख्यं पीयूषं पिब जिह्वे निरन्तरम् ॥ ६ ॥

અર્થ—હે જીભ ! તું રસ ( સ્વાદ ) ને જાણનારી અને નિરતર મિષ્ટાન્ન પર પ્રીતિ રાખનારી છે માટે હે જીભ ! શ્રીનારાયણ નામનુ જે અમૃત છે તેનુ તુ હંમેશા પાન કર ૬.

श्रीराम नारायण वासुदेव
गोविन्द वैकुण्ठ मुकुन्द कृष्ण ॥
श्रीकेशवानन्त नृसिंह विष्णो
मां त्राहि संसारभुजंगदष्टम् ॥७॥

અર્થ—હે શ્રીરામ ! હે શ્રીનારાયણ ! હે શ્રીવાસુદેવ ! હે શ્રીગોવિન્દ ! હે શ્રીવૈકુણ્ઠ ! હે શ્રીમુકુન્દ ! હે શ્રીકૃષ્ણ ! હે શ્રીકેશવ ! હે શ્રીઅનન્ત ! હે શ્રીનૃસિંહ ! હે વિષ્ણો ! મને સંસાર ( અહંતા મમતા ) રૂપ સર્પે ડંખ માર્યો છે ( તેનું ઝેર ચડે છે ) તેથી મારું રક્ષણ કરો ૭

श्रीगोवर्द्धननाथपादयुगलं हैयंगवीनप्रियं
नित्यं श्रीमथुराधिपं सुखकरं श्रीविठ्ठलेशं मुदा ॥
श्रीमद्द्वारवतीशगोकुलपती श्रीगोकुलेंदुं विभुं
श्रीमन्मन्मथमोहनं नटवरं श्रीबालकृष्णं भजेत् ॥८॥
श्रीमद्वल्लभविठ्ठलौ गिरिधरं गोविंदरायाभिधं
श्रीमद्बालककृष्णगोकुलपती नाथं रघूणां तथा ॥
एवं श्रीयदुनायकं किल घनश्यामं च तद्वंशजान
कालिंदीं स्वगुरून्गिरिं गुरुविभुंस्त्वीयं प्रभूंश्च स्मरेत् ॥९॥

અર્થ—શ્રીગોવર્ધનનાથજી, શ્રીનવનીતપ્રિયાજી, શ્રીમથુરેશજી, શ્રીવિઠ્ઠલનાથજી, શ્રીદ્વારકાનાથજી, શ્રીગોકુલનાથજી,

શ્રીગોકુલચંદ્રમાજી, શ્રીમદનમોહનજી, શ્રીનટવરલાલજી, શ્રીબાલકૃષ્ણલાલજી, તથા ગુરૂના સેવ્ય સ્વરૂપ, અને પોતાના સેવ્ય સ્વરૂપ શ્રીવલ્લભાચાર્ય (મહાપ્રભુજી), ગોસ્વામી શ્રીવિઠ્ઠલનાથજી, (શ્રીગુસાંયજી) તથા તેમના સાત પુત્રો શ્રીગિરિધરજી, શ્રીગોવિંદરાયજી, શ્રીબાલકૃષ્ણજી શ્રીગો-કુલનાથજી, શ્રીરઘુનાથજી, શ્રીયદુનાથજી, શ્રીઘનશ્યામજી, તથા તેમના વંશજો તેમજ શ્રીયમુનાજી પોતાના નિવેદન મંત્રોપદેશક જે ગુરૂ હોય તે અને શ્રીગિરિરાજજીનું સ્મરણ કરવું ૮-૯.

**चिंतासंतानहंतारो यत्पादांबुजरेणवः ।**
**स्वीयानां तान्निजाचार्यान्प्रणमामि मुहुर्मुहुः ॥१॥**

**यदनुग्रहतो जंतुः सर्वदुःखातिगो भवेत् ।**
**तमहं सर्वदा वंदे श्रीमद्वल्लभनंदनम् ॥ २ ॥**

જેમના ચરણકમલની રજમાત્રથી ચિંતા અને ચિંતાથી ઉત્પન્ન થતા દુઃખોનો નાશ થાય છે એવા સ્વીય જે નિજ આચાર્યશ્રી તેમને હું વારંવાર પ્રણામ કરૂં છું. ૧

જેના અનુગ્રહ એટલે કૃપાથી જીવમાત્ર સર્વ દુઃખનું ઉલ્લંઘન કરી શકે છે એવા શ્રીનંદનંદનને હું સર્વકાલે વંદન કરૂં છું ૨

એ પ્રમાણે નિત્ય પ્રાતઃસ્મરણ થઈ રહ્યા પછી બીજું કામ કરવા તત્પર થવું.

---

## ॥ मलत्यागविधि ॥

समुद्रमेखले देवि पर्वतस्तनमंडले ।
विष्णुपत्नि नमस्तुभ्यं पादस्पर्शं क्षमस्व मे ॥ १ ॥
इति भूमिं प्रार्थ्य એમ ભૂમીને પ્રાર્થના કરીને
न फालकृष्टे न जले न चित्यां न च पर्वते ।
न जीर्णदेवायतने वल्मीके वै कदाचन ॥ १ ॥
न ससत्वेषु गर्तेषु न गच्छन्नापि च स्थितः ।
न नदीतीरमासाद्य न च पर्वतमस्तके ॥ २ ॥
इति निषिद्धदेशान् विहाय

અર્થ--ખેડેલાં ખેતરમા, જલાશયની સમીપમાં, ચિતામા, પર્વતમા, દેવાલય સબધી સ્થળમા રાફડામાં, જીવજતુ વાળા ખાડામ, ચાલતા કે ઉભા રહીને, નદીના તીરમા અને પર્વતની ઉપર મળમૂત્રનો ત્યાગ કરવો નહી. આ નિષેધ કરેલા દેશાદિ છોડીને શૌચ કરવુ ૧-૨.

ततः ત્યાર પછી

एका लिंगे गुदे तिस्रस्तथैकत्र करे दश
उभयोः सप्त दातव्या मृदस्तिस्रस्तु पादयोः ॥१॥

અર્થ--મૂત્રેદ્રિયને એકવાર, ગુદાને ત્રણવાર, ડાબા હાથને દશવાર, બન્ને હાથ ભેગા કરી સાતવાર, અને બને પગ ઉપર ત્રણ વાર મૃત્તિકા ( માટી ) લગાડવી જે જે અગોમા જેટલી જેટલી વખત મૃત્તિકા ( માટી ) લગાડવામા આવે તેટલી તેટલી વખત જળથી તે તે અગો ધોવા અને પગ ધોયા પછી ફરી બને હાથ ભેગા કરી ત્રણવાર મૃત્તિકા લગાવી જલથી ધોઇ નાખવા, ૧.

इत्यवं शुद्धिं कृत्वा આવી રીતે શુદ્ધિ કર્યા પછી

खादिरश्च कदम्बश्च करञ्जश्च वटस्तथा ।
तिन्तिणी वेणुपृष्टश्च आम्रनिम्बौ तथैव च ॥१॥
अपामार्गश्च बिल्वश्च अर्कश्चोदुंम्बरस्तथा
एते प्रशस्ताः कथिता दन्तधावनकर्माणि ॥२॥

અર્થ—ખેર[1], કદંબ, કરંજ, વડ, આમલી, આંબા, લીમડા, અઘેડો, બીલી, આકડા, અને ઉંબરો એ વૃક્ષોનું કાષ્ઠ દન્તધાવનમાં પ્રશસ્ત છે (૧) એવું સ્મૃત્યુક્ત કહ્યું. બાર આંગળ લાંબું ગાંઠું, ટચલી આંગળીના ટેરવા જેવું જાડું લઈ ધીમે ધીમે દાંતને ઘસવા પછી બાર વખત કોગળા કરી મુખ શુદ્ધ કરવું ૧-૨

## ॥ स्नानविधि ॥

पुष्करादीनि तीर्थानि गङ्गाद्याः सरितस्तथा
आगच्छन्तु पवित्राणि स्नानकाले सदा मम ॥ १ ॥

૧ ખેર એ બાવળની જાતનું ઝા.

श्रीकृष्णवल्लभे देवि यमुने पापहारिणि।
सेवार्थं स्नातुमिच्छामि जलेऽस्मिन्सन्निधिं कुरु ॥ २ ॥

इत्यावाह्य स्नायात्

આ પ્રમાણે આવાહન કર્યા પછી સમગ્ર શરીરને સારી રીતે પલાળી ટાઢા જળથી ત્રણ કોગળા કરી નાક તથા તથા કાનમા આગળીઓ ઘાલી સર્વાંગ અર્થાત્ મસ્તકથી પગ સુધી જળ વહી જાય એવી રીતે શ્રી હરિસ્મરણપુર્વક સ્નાન કરવુ

धृतपवित्रवस्त्रोपवस्त्र आसने उपविश्य शरीरशुध्यर्थम्–

અર્થ—સ્નાન કર્યાં પછી ધોયેલુ વસ્ત્ર તથા ઉપવસ્ત્ર અથવા ઉર્ણવસ્ત્ર ધારણ કરી પ્રથમ દર્ભાસન પાથરી તે પર બનાત અર્થાત્ ધાબળી વિગેરેનુ આસન બિછાવી ને ઉપર બેસી પ્રથમ દેહની શુદ્ધિને માટે–

गृह्णामि गोकुलाधीश चरणामृतमादरात्
अतस्त्वत्सेवनासिद्धयै मयि दीने कृपां कुरु ॥१॥

इममष्टाक्षरं वा मंत्रं जपंश्चरणामृतं संसेव्य नयनयोर्मस्तके हृदये च स्पृशेत्.

અર્થ--આ શ્લોક બોલી અથવા અષ્ટાક્ષર મંત્ર બોલી શ્રીજીનું ચરણામૃત મુખમા લઇ અને તેને આંખે, મસ્તકે તથા હૃદયમા લગાડવુ.

अष्टाक्षरमंत्रः–श्रीकृष्णः शरणं मम.

ततस्तर्जन्या प्रसादात्मकेन चंदनादिना द्वादशतिलकान्कुर्यात् प्रसादचन्दनाभावे उपलब्धचन्दनादौ चरणामृतं गोपीचन्दनं वा संयोज्य तेन तिलकान्कुर्यात् ।

અર્થ—તર્જનીથી ભગવત્પ્રસાદી કેશર, કુંકુમ વા ચંદન ઇત્યાદિ દ્રવ્યોમાથી કોઇ પણ દ્રવ્યથી દ્વાદશ અંગોમા દ્વાદશ તિલક કરવા. જો પ્રસાદી કુંકુમાદિ ન હોય તો કુંકુમાદિકમા ગોપીચંદન અથવા ચરણામૃત મેળવી લેવુ એટલે તે

પ્રસાદી થઇ ગણાય છે દ્વાદશ તિલકના પ્રમાણ વિષે સ્કંદ-પુરાણમા માર્ગશીર્ષમાહાત્મ્યમા નીચે પ્રમાણે કહ્યુ છે

ब्रह्मन्द्वादशपुण्ड्राणि वैष्णवः सततं धरेत्
मूर्ध्नि मूलेन मंत्रेण शेषं द्वादशनामभिः ॥१॥

અર્થ—હે બ્રહ્મન્, વૈષ્ણવે નિરતર કેશવાદિ દ્વાદશ નામોચ્ચારણ પૂર્વક દ્વાદશ અગે મા દ્વાદશ તિલક કરવા અને છેવટ 'વાસુદેવાય નમ ' આ મૂળ મત્રથી મસ્તક પર ધારણ કરવુ ૧.

आचार्यास्तु तत्त्वदीपनिबन्धे.

दण्डाकारं ललाटे स्यात्पद्माकारं तु वक्षसि ।
वेणुपत्रनिभं बाह्वोरन्यद्दीपाकृति स्मृतम् ॥
दण्डाकारमिति चरणाकारस्याप्युपलक्षणम्

અર્થ—લલાટમા દણ્ડાકૃતિ અર્થાત્ ભગવચ્ચરણના આકારવાળુ તિલક કરવુ, હૃદયમા કમલની કલીના આકા-

રવાળુ તિલક કરવું, એ બાહુમાં વેણુના પત્રાકારનુ તિલક કરવુ અને તે સીવાય બીજા સઘળા અંગોમા દીપકની જ્યોતિના આકારનાળા તિલક કરવા

તિલક કેવી રીતે કરવુ તેને માટે નીચે પ્રમાણે પણ લેખ છે આગળ જ્યા **दण्डाकारम्** એ પદ આવ્યુ છે ત્યા **चरणाकारम्** એવો પદ છે આ પાઠ માટે એવુ પ્રમાણ છે કે –

**हरेः पादाकृतिमात्मनो हिताय मध्येछिद्रमूर्ध्वपुड्रं यो धारयति स परस्य प्रियो भवति स मुक्तिमान् भवतीति श्रुतेः ।**

અર્થ—જે પુરૂષ શ્રીહરિના ચરણના આકારવાળુ અને વચમા છિદ્રવાળુ ઉર્ધ્વ પુણ્ડ્ર આત્માના કલ્યાણ માટે ધારણ કરે છે ને પરમાત્માનો પ્રિય થાય છે ને તે મુક્તિમાન્ થાય છે

**ललाटे केशवं विद्यान्नारायणमथोदरे ।**
**माधवं हृदये न्यस्य गोविन्दं कण्ठकूपके ॥१॥**

विष्णुं च दक्षिणे कुक्षौ तद्भुजे मधुसूदनम् ।
त्रिविक्रमं कर्णमूले वामकुक्षौ तु वामनम् ॥२॥
वामबाहौ श्रीधरं च हृषीकेशं तु कर्णके ।
पद्मनाभं पृष्ठदेशे ककुद्दामोदरं स्मृतम् ।
मूर्ध्नि मूलेन मंत्रेण शेषं द्वादशनामभिः ॥३॥

**અર્થ**—તિલક કરતી વખતે લલાટમા તિલક કરતા કેશવાય નમ , નાભિ ઉપર કરતા નારાયણાય નમ , હૃદયમા કરતા માધવાય નમ॰ કંઠમા કરતા ગોવિંદાય નમ , જમણી કુક્ષિમા કરતા વિષ્ણવે નમ , જમણા બાહુએ કરતા મધુસૂદનાય નમ , જમણા કાનના મૂલમા ત્રિવિક્રમાય નમ , ડાબી કૂખે કરતા વામનાય નમ , ડાબા બાહુએ કરતા શ્રીધરાય નમ , ડાબા કાનના મૂલમા કરતા હૃષીકેશાયનમ , પીઠમા કરતા પદ્મનાભાય નમ અને કકુદ્ એટલે કાંધ પર કરતા દામોદરાય નમ એમ બોલવુ અને છેવટે બાકી હાથમા લાગી રહેલા કંકુ-માદિને ધોઇ ને ૐ નમ વાસુદેવાય નમ. એ નામ લઇ માથે લગાવવુ .

उच्चैश्चत्वारि चक्राणि बाहुमूले तु दक्षिणे ।
नाममुद्राद्वयं नीचैरेकमेकं तयोरपि ॥१॥

मध्ये तत्पार्श्वयोश्चैव द्वे द्वे पद्मे च धारयेत् ।
वामेऽपि चतुरः शंखा नाममुद्रा च पूर्ववत् ॥२॥

चक्रमेकं गदे द्वे द्वे पार्श्वयोरिति भेदतः ।
ललाटे पद्ममेकं च नाममुद्रां तथा हृदि ॥३॥

त्रीणि त्रीणि च चक्राणि मध्ये शङ्खावुभावुभौ ।
हृत्पार्श्वयोस्स्तनादूर्ध्वं गदापद्मानि बाहुवत् ॥४॥

त्रीणि त्रीणि च चक्राणि कर्णमूलद्वयोरधः ।
एकमेकं तदन्येषु तिलकेषु च धारयेत् ॥५॥

सम्प्रदायस्य मुद्रा तु धार्या शिष्टानुसारतः ।
यथारुच्यथवा धार्या न तत्र नियमो भवेत् ॥६॥

અથ—જમણા બાહુના મૂલમા અર્થાત્ ખભાથી જરા નીચેના ભાગમા ચાર ચક્ર, તેની નીચે એક મુદ્રા, તેની નીચે એક શખ, તેની નીચે ફરીથી એક નામમુદ્રા અને તેની આજુબાજુએ બને મળી ચાર પદ્મ ધારણ કરવા એવી જ રીતે જમણા સ્તન ઉપર વચમા માર્ગ રાખી ઉપરા ઉપર ત્રણ ચક્રો કરવા અને તેઓની વચમા રાખેલા માર્ગમા બે શખો કરવા તથા તેની આજુબાજુએ બે બે મળી ચાર પદ્મ કરવા હૃદયમા એક નામમુદ્રા અને તેની ચારે બાજુએ ચાર સમ્પ્રદાયમુદ્રાઓ કરવી લલાટમા ભ્રકુટી પાસે તિલકની વચમા એક પદ્મ અથવા એક ગદા કરી તેની ઉપર મસ્તકના કેશ પર્યંત સામ્પ્રદાયિક મુદ્રાઓ કરવી ડાબા બાહુના મૂલમા અર્થાત ખભાથી જરા નીચના ભાગમા ચાર શખો, તેની નીચે એક નામમુદ્રા, તેની નીચે એક ચક્ર અને તેની નીચે બીજી એક નામમુદ્રા તથા તેની બને બાજુએ બે બે મળી ચાર ગદાઓ કરવી તે જ પ્રમાણે ડાબા સ્તન ઉપર વચમા માર્ગ રાખી ઉપરા ઉપર ત્રણ ચક્રો વચમા એક એક શખ, બન્ને બાજુ બબે ગદા કરવી તેવી જ રીતે ડાબા કાનની નીચેથી કેડ પર્યંત ત્રણ ચક્રો કરવા તથા કેડના

તિલકની વચ્ચ એક ચક્ર કરવુ અને એક શખ ધારણ કરવો એવા પણ પ્રકાર છે તેમ જ નાભિ ઉપર જમણી ડાબી બન્ને કેડો ઉપર પીઠ ઉપર તથા હાથ ઉપર એક એક ચક્ર કરવુ ૧—૬

**भगवत्सेवां कुर्वाणो वैष्णव इमाः षण्मुद्रा धारयेत् ।**
**तदन्यस्तु पद्मं संप्रदायमुद्रां च धारयेत् ॥**

અર્થ—ભગવત્સેવા કરનાર વૈષ્ણવોએ ઉપર લખેલી ૬ મુદ્રાઓ અવશ્ય ધારણ કરવી અને બીજાઓએ કેવલ પદ્મ તથા સપ્રદાયમુદ્રા ધારણ કરવી



# मुद्रा केवी रीते छापवी तेनो नकशो.

---

कर्णमूळ          कर्णमूळ

च          च.

च.          कंठमूळ          च.

च.          च.          च.

दक्षिणबाहुदण्ड          वामबाहुदण्ड

च.          शं.

च. च.          शं शं.

प. च. प. दक्षिणस्तन          वामस्तन ग. श. ग.

प. ना. प.     |          |     ग. ना. ग.

शं.     च.          च.     च.

ना.     प. शं. प.     हृदय     ग. शं ग     ना.

च.     |     च.

प. शं. प.     सं.     ग. शं. ग.

च. सं. नाम. सं. च.

सं.

दक्षिणपार्श्व नाभि वामपार्श्व

च. च. च.

पृष्ठ.

एकाक्षरोंके पूर्ण नामः -सं.-संप्रदाय. शं-शंख, च.-चक्र. ग.-गदा, प. पद्म.



## *॥ अथ प्रातःसंध्या ॥

ॐ अपवित्रः पवित्रो वा सर्वावस्थां गतोऽपि वा ।
यः स्मरेत्पुण्डरीकाक्षं स बाह्याभ्यंतरः शुचिः ॥ १ ॥

આ મંત્ર ભણી જમણા હાથની અનામિકા આંગળીથી અથવા દર્ભની સળીથી પોતાના મસ્તક પર અને બીજા પણ સઘળા અંગો પર માર્જન કરવું, અર્થાત્ તે જલ થોડું છાંટવું

**इत्यात्मानं संप्रोक्ष्य** એ પ્રમાણે પોતાના શરીર ઉપર જલપ્રોક્ષણ કરીને

**ॐ केशवायनमः, ॐ नारायणाय नमः, ॐ माधवायनमः इत्याचम्य**

અર્થ—એમ ત્રણ આચમન કર્યાં તે પછી

---

* આ વેદોક્ત સંધ્યા કોઇ સારા વિદ્વાન્ પાસે શીખવાથીજ લક્ષમાં આવશે.

ॐ गोविन्दायनमः આ મંત્ર ભણી આચમનીમાં જળ લઈ જમણા હાથની હથેલી ધારે નાખી આચમન કર્યાં પછી નીચેના ગાયત્રી મંત્રથી શિખાબંધન નિમિત્તે ધ્યાન કરવું

## गायत्रीमंत्रः

ॐ भूर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्यधीमहि ॥ धियो यो नः प्रचोदयात् ॥ १ ॥

અર્થ—પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ એ ત્રણે લોકમાં વ્યાપેલા ઉત્તમ અને અત્યંત પ્રકાશમાન સૂર્યનારાયણ અર્થાત્ શ્રી પૂર્ણ પુરુષોત્તમ દેવના તેજનું હું ધ્યાન કરું છું, કે જે તેજ મારી બુદ્ધિને સન્માર્ગે પ્રેરે

ततः पृथ्वीति मन्त्रस्य मेरुपृष्ठ ऋषिः । कूर्मो देवता । सुतलं छंदः । आसने विनियोगः ।
ॐ पृथ्वि त्वया धृता लोका देवि त्वं विष्णुना धृता॥
त्वं च धारय मां देवि पवित्रं कुरु चासनम ॥१॥

ઉપર પ્રમાણે પૃથ્વીને હાથ લગાવી પૃથ્વીની સ્તુતિ કરવી.

इति भूमिं स्पृष्ट्वाऽऽचम्य प्राणायामं कुर्यात् ॥

પૃથ્વીનો સ્પર્શ કરી પ્રથમ કહેલા ત્રણ નામે કરી આચમન કરી પ્રાણાયામ કરવો. તેનો વિધિ નીચે પ્રમાણે છે.

ॐकारस्य ब्रह्मा ऋषिः । गायत्री छंदः । अग्निर्देवता । शुक्लो वर्णः । सर्वकर्मारंभे विनियोगः । सप्तव्याहृतीनां विश्वामित्रजमदग्निभरद्वाजगौतमात्रिवसिष्ठकश्यपा ऋषयो गायत्र्युष्णिगनुष्टुब्बृहतीपंक्तित्रिष्टुब्जगत्यश्छंदांसि अग्निवाय्वादित्यबृहस्पतिवरुणेंद्रविश्वेदेवा देवताः अनादिष्टप्रायश्चित्ते प्राणायामे विनियोगः॥ गायत्र्या विश्वामित्रऋषिः ( क्षत्रियो बृहस्पति ऋषिः त्रिष्टुप् छंद इति । वैश्यस्तु प्रजापतिर्ऋषिः जगती

छंदः इति ब्रूयात् सविता देवता अग्निर्मुखमुपनयने प्राणायामे विनियोगः

ॐ भूः ॐ भुवः ॐ स्वः ॐ महः ॐ जनः ॐ तपः ॐ सत्यम् (इति व्याहृत्युत्तरं ब्राह्मणो गुरूपदिष्टाम्ः ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ॥ धियो यो नः प्रचोदयात् ॐ आपो ज्योती रसोऽमृतं ब्रह्मभूर्भुवःस्वरोमिति (क्षत्रियः) ॐ देवः सवितः प्रसुव यज्ञं पतिं भगाय दिव्यो गंधर्वः केतपूः केतनः पुनातु वाचस्पतिर्वाचं नः स्वदतु स्वाहा। वैश्यस्तु) व्याहृत्युत्तरं ॐ विश्वारूपाणि प्रतिमुञ्चते कविः प्रासावीद्भद्रं द्विपदे चतुष्पदे विनाकमख्यत्सविता वरेण्यो नु प्रयाणमुषसो विराजति। इति यथावर्ण गायत्रीं ॐ आपो ज्योतीरसोऽमृतं ब्रह्म भूर्भुवः स्वरोमिति जपन् प्राणानायमेत् !

અર્થ—પ્રાણાયામ-બ્રાહ્મણોએ સાત વ્યાહૃતિ એટલે ૐ ભૂ થી શરૂ કરી ૐ સત્યં સુધી બોલી પોતાનો ગાયત્રી મંત્ર પુરો બોલી રહ્યા પછી આગો જ્યોતીરસોऽમૃત બ્રહ્મભૂર્ભુવ સ્વ મ્ સુધી બોલવું અને ક્ષત્રી તથા વૈશ્યે પોતપોતાની ગાયત્રી જે ઉપર સંસ્કૃતમાં જણાવેલી છે તે સાત વ્યાહૃતિ બોલ્યા પછી બોલવી અને તે પછી આગો જ્યોતીરસોऽમૃત બ્રહ્મભૂર્ભુવઃ સ્વરોમ સુધી બોલવું અને આખો મંત્ર બોલીએ ત્યાં સુધી ડાબે છિદ્રેથી પ્રાણ ખેંચવો, બીજી વખત બોલીએ ત્યાં સુધી પ્રાણ રોકવો અને ત્રીજી વખત બોલીએ ત્યાં સુધી પ્રાણ ઉતારવો, આને અનુક્રમે પુરક, કુંભક ને રેચક પ્રાણાયામ કહે છે

## ॥ संकल्प. ॥

ततः । ॐ विष्णुर्विष्णुर्विष्णुः श्रीमद्भगवतो महापुरुषस्य विष्णोराज्ञया प्रवर्तमानस्य अद्य ब्रह्मणो द्वितीयपरार्धे श्रीश्वेतवाराहकल्पे वैवस्वतमन्वंतरे अष्टाविंशतितमे कलियुगे कलिप्रथमचरणे जम्बुद्वीपे भरत-

खण्डे आर्यावर्तान्तर्गतब्रह्मावर्तैकदेशे बौद्धावतारे अमुकास्मिन् वर्तमाने व्यावहारिके अमुकनाम्नि संवत्सरे अमुकायने अमुकर्तौ अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अमुकनक्षत्रे अमुकयोगे अमुककरणे अमुकराशिस्थिते श्रीसूर्ये अमुकराशिस्थिते चन्द्रे अमुकराशिस्थे श्रीदेवगुरौ शेषेषु ग्रहेषु यथायथं स्वस्वराशिस्थितेषु सत्सु ममोपात्तदुरितक्षयद्वारा श्रीगोपीजनवल्लभप्रीत्यर्थं प्रातःसंध्योपासनमहं करिष्ये ।

એ પ્રમાણે સંકલ્પ કરવો.

## ॥ मंत्राचमनम् ॥

ॐ सूर्यश्चेति मंत्रस्य नारायण ऋषिः सूर्यो देवता अनुष्टुप् छन्दः । मंत्राचमने विनियोगः

ઉપર પ્રમાણે બોલી-જમણા હાથમાં જળ લઈને નીચેનો મંત્ર બોલવો.

ॐ सूर्यश्च मा मन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षन्ताम् यद्रात्र्या पापमकार्षं मनसा वाचा हस्ताभ्यां पद्भ्यामुदरेण शिश्ना रात्रिस्तदवलुम्पतु । यत्किंचिद्दुरितं मयि इदमहं मापमृतायोनौ सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा ।

એ પ્રમાણે બોલી ત્રણ વખત જળ પી જવું.

## ॥ मार्जनम् ॥

आपोहिष्ठेति त्र्यृचस्य सिंधुद्वीपऋषिः । गायत्री छंदः आपोदेवता मार्जने विनियोगः ।

નીચે પ્રમાણે મંત્ર બોલતા જવું અને દર્ભવડે મસ્તક ઉપર જળ છાંટતા જવું

ॐ आपो हिष्ठा मयो भुवः ॐ तान ऊर्जे दधातन । ॐ महेरणाय चक्षसे ॐ योवः शिवतमो

रसः । ॐ तस्य भाजयते हनः । ॐ उशतीरिव मातरः । ॐ तस्मा अरंगमामवः । ॐ यस्य क्षयाय जिन्वथ । ॐ आपोजनयथाचनः ।

## ॥ अघमर्षणम् ॥

द्रुपदादिवेत्यस्य कोकिलराजपुत्र ऋषिः आपो देवता । अनुष्टुप्छन्दः । अघमर्षण विनियोगः ।

જમણા હાથની અંજલીમા પાણી લઇ નાક પાસે ધરી રાખી નીચેનો મંત્ર બોલવો

ॐ द्रुपदादिव मुमुचानः स्विन्नः स्नातो मलादिव॥ पूतं पवित्रेणेवाज्यमापः शुन्धन्तु मैनसः ।

એ મંત્ર ભણી પાપ જાય છે તેમ સમજી જલાંજલી ડાબી તરફ નાખી દેવી

आचम्य આચમન કરીને

## ॥ अर्घ्यप्रदानम् ॥

गायत्र्या अर्घ्यत्रयं दत्वा

પૂર્વ દિશા તરફ મુખ રાખી ઉભા થઇ બે હાથની અંજલીમાં જલ રાખી ગાયત્રી બોલીને સૂર્યને ત્રણ અર્ઘ્યદાન કરવા. ગાયત્રીમંત્ર સંધ્યાની શરૂઆતમાં આપેલો છે.

## ॥ सूर्योपस्थानम् ॥

ॐ उद्वयमित्यस्य हिरण्यस्तूप ऋषिः अनुष्टुप्छन्दः। सूर्योदेवता सूर्योपस्थानेविनियोगः

ॐ उद्वयंतमसस्परिस्वः पश्यन्त उत्तरम्। देवं देवत्रासूर्यमगन्म ज्योतिरुत्तमम्.

इत्युपस्थाय नमस्कृत्य

ઉભા થઈ ઉપલો મંત્ર બોલી સૂર્યને નમસ્કાર કરવા.

એ પ્રમાણે સૂર્યોપસ્થાન કર્યાં પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

ममोपात्तदुरितक्षयद्वारा श्रीगोपीजनवल्लभप्रीत्यर्थं यथासख्याकं गायत्रीजपमहं करिष्ये ।

અર્થ—મારા પાપના ક્ષય માટે શ્રીગોપીજનવલ્લભની પ્રસન્નતા માટે મારાથી બનશે તેટલી ગાયત્રી જપીશ

इति संकल्प्य करमालया गोमुखीतुलसीमालया दशवारमष्टाविंशतिवारमष्टोत्तरशतवारं वा गायत्रीं जपित्वा ।

એ પ્રમાણે સ કલ્પ કરીને કરમાલાવડ અથવા તુલસીની માળાવડ દશ વાર, અઠાવીશ વાર અથવા એકસોઆઠ વાર ગાયત્રીજપ કરવો જે ગાયત્રી મ ત્રનો જપ કરવાનો છે તે મ ત્ર સ ધ્યાવિધિની શરૂઆતમા શિખાબ ધન અને ધ્યાનને નિમિત્ત જણાવેલ છે તે જ ગાયત્રી મ ત્રનો જપ કરવો, અને જપ પુરો થયા પછી હાથમા જલ લઈ નીચે પ્રમાણે સ કલ્પ કરવો.

अनेन यथासंख्यगायत्रीजपेन श्रीपूर्णपुरुषोत्तमः श्रीसवितादेवता प्रीयताम् ।

આમ કહી જલ મૂકી પછી નીચે પ્રમાણે શ્રીપૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ પ્રભુની પ્રાર્થના કરવી

नमोऽस्त्वनंताय सहस्रमूर्तये
सहस्रपादाक्षिशिरोरुबाहवे
सहस्रनाम्ने पुरुषाय शाश्वते
सहस्रकोटीयुगधारिणे नमः ॥ १ ॥

नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च ।
जगद्धिताय कृष्णाय गोविन्दाय नमोनमः ॥२॥

आकाशात्पतितं तोयं यथा गच्छति सागरम् ।
सर्वदेवनमस्कारः केशवं प्रतिगच्छति ॥ ३ ॥

आसत्यलोकात्पातालादालोकालोकपर्वतात् ।
ये सन्ति ब्रह्मणा देवास्तेभ्यो नित्यं नमोनमः ॥४॥

એ પ્રમાણે પ્રાર્થના કરીને નીચે પ્રમાણે બોલી પરમેશ્વરને પ્રણામ કરવા

अमुकसंख्याऽमुकप्रवरान्वितोऽमुकगोत्रोत्पन्नोऽहं शुक्लयजुर्वेदान्तर्गतमाध्यंदिनीवाजसनेयशाखाध्यायीअमुकशर्मा, वर्मा गुप्तोऽहं भो परमेश्वर त्वामभिवादये.

इति प्रातःसंध्या.



## ॥ अथ मध्यान्हसंध्या ॥

### आचम्य प्राणानायम्य



પ્રાત સંધ્યાની પેઠે આચમન અને પ્રાણાયામ કરીને સંકલ્પ કરવો તેમા નીચે પ્રમાણે " મધ્યાન્હ સંધ્યોપાસનમહં કરિષ્યે " એમ બોલવુ

### ॥ संकल्पः ॥

ममोपात्तदुरितक्षयद्वारा श्रीगोपीजनवल्लभप्रीत्यर्थं मध्यान्हसंध्योपासनमहं करिष्ये इति संकल्पं कुर्यात् ।

### ॥ मन्त्राचमनम् ॥

ત્યાર પછી હાથમા જલ લઈ નીચેનો મંત્ર બોલી મન્ત્રાચમન કરવુ.

ॐ आपः पुनन्तु पृथिवीं पृथ्वी पूता पुनातु

माम् ॥ पुनन्तु ब्रह्मणस्पतिर्ब्रह्मपूता पुनातु माम् ॥ यदुच्छिष्टमभोज्यं च यद्वा दुश्चरितं मम ॥ सर्वं पुनंतु मामापोसतां च प्रतिग्रहं स्वाहा ।

इतिमन्त्राचमनं विधाय अन्यत्सकलं प्रातः संध्यावत्कुर्यात् ॥

એ પ્રમાણે મન્ત્રાચમન કરી બીજુ' બધુ' પ્રાત સંધ્યા પ્રમાણે કરવું.

इति मध्यान्हसन्ध्या.



## ॥ अथ सायंसंध्या. ॥

कृतस्नानो धृतपवित्रवासाः पवित्रासने उपविश्य आचम्य प्राणानायम्य.

સાજના સૂર્યાસ્ત પહેલા શૌચ દિ આવશ્યક કાર્યથી પરવારી, પવિત્ર વસ્ત્ર પહેરી, પશ્ચિમ દિશા તરફ દર્ભાસન ઉપર બેસી આચમન તથા પ્રાણાયામ કરી હાથમા જલ લઇ નીચે પ્રમાણે સ કલ્પ કરવો.

ममोपात्तदुरितक्षयद्वारा श्रीगोपीजनवल्लभप्रीत्यर्थ सायंसंध्योपासनमहं करिष्ये इति संकल्पं कुर्यात् ।

### ॥ मंत्राचमनम्. ॥

ત્યાર પછી હાથમા જલ લઇ નીચેનો મ ત્ર બોલી આચમન કરવુ

ॐ अग्निश्च मा मन्युश्च मन्युपतयश्च मन्यु-

कृतेभ्यः पापेभ्यो रक्षन्तां यद्ह्ना पापमकार्षं मनसा वाचा हस्ताभ्यां पद्भ्यामुदरेण शिश्ना अहस्तदवलुम्पतु यत्किंचिदुरितं मयि । इदमहं माममृतयोनौ सत्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥

इति मन्त्राचमनं विधाय अन्यत्सकलं प्रातः संध्यावत्कुर्यात् ॥

એ પ્રમાણે મન્ત્રાચમન કરી બીજું બધું પ્રાત સંધ્યા પ્રમાણે કરવું

॥ इति त्रिकालसन्ध्या ॥

इति त्रिकालसंध्येयं दामोदरविपाश्रिता ॥
भाषया योजिता भूयान्मुदे विद्वद्द्विजन्मनाम् ॥

---

## ॥ वैष्णव संप्रदायनी संध्या. ॥

*गंगादितीर्थे सम्यक् स्नात्वा ॥ धौतवासः परिधाय ॥ आसने उपविश्य ॥ तिलकं कृत्वा ॥ आचमनं कुर्यात् ॥

આચમન કરવુ તેનો વિધિ –ડાબા હાથથી આચમની વડે જમણા હાથની હયેળીમા એક માષાભાર મોનાની ગોળી ડુબે એટલું જળ લઇ તે હાથનો અંગુઠો તથા ટચલી આગળી જુદી રાખી તથા તે હાથને ડાબા હાથની તર્જની આગળી અડાડી રાખી નીચે પ્રમાણે કેશવાય નમઃ એમ બોલી પહેલુ, નારાયણાય નમઃ એમ બોલી બીજુ, ને માધવાય નમઃ એમ બોલી ત્રીજુ એમ ત્રણ આચમન કરવા આચમન કરી રહ્યા પછી હથેળી ધોઇ નાખવી.

---

*પ્રથમ ગંગાદિ તીર્થે અથવા ઘર આગળ સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર પહેરી આસન (દર્ભનું, કે ઉનનું) ઉપર બેશી તિલક કરી પછી આચમન કરવુ.

॥ केशवाय नमः ॥ नारायणाय नमः ॥ माध-वाय नमः ॥ इति त्रिराचमनम् ॥

ततःस्तूष्णीं सजलेन हस्तेन शिरसि नेत्रयोः कर्णयोः नाभौ हृदयं चेतिस्पृशेत् ॥ ताम्रादिपात्रस्थजले तीर्थान्यावाहयेत् ॥

ત્યાર પછી બોલ્યા વગર ભીના હાથ માથું, નેત્ર, કાન, નાભિ અને છાતીનો સ્પર્શ કરવો ત્યાર પછી ત્રાંબાના પાત્રમાં જેમાં જળ રેડ્યું હોય તેમાં તીર્થનું આવાહન કરવું એ તીર્થાવાહનનો મંત્ર નીચે પ્રમાણે

॥ ब्रह्मांडोदकतीर्थानि करलग्नानि ते रवे ॥ करेण तेन मे देव तीर्थं देहि दिवाकर ॥ इति मंत्रेण सूर्य-मंडलात् तीर्थान्यावाह्य प्रार्थयेत् ॥

તે નીચેના મંત્રથી પ્રાર્થના કરવી

गंगे च यमुने चैव गोदावरि सरस्वति ॥ नर्मदे

सिंधुकावेरी जलेस्मिन् संनिधिं कुरु ॥ इति प्रार्थयेत् ॥ तत संकल्पः ॥

ત્યાર પછી સંકલ્પ કરવો આચમનીમાં પાણી ભરી આ પ્રમાણે બોલવું —

मम कर्माधिकारार्थं दुरितक्षयार्थे श्रीबालकृष्ण-प्रीतये प्रातःसंध्यामहं करिष्ये ॥ ततो मार्जनम् ॥

ત્યાર પછી પાણી તરભાણીમાં મુકી દેવું ને માર્જન કરવું એટલે નીચેનો મંત્ર ભણી માથા પર પાણી છાંટવું

अपवित्रः पवित्रो वा सर्वावस्थांगतोपि वा ॥ यः स्मरेत्पुंडरीकाक्षं सबाह्याभ्यंतरः शुचिः ॥ इति मंत्रेण शिरसि मार्जयेत् ॥

॥ अथ करन्यासः ॥

गोविंदाय अंगुष्ठाभ्यां नमः ॥ महीधराय तर्जनीभ्यां नमः ॥ हृषीकेशाय मध्यमाभ्यां नमः ॥ त्रिविक्रमाय

अनामिकाभ्यां नमः ॥ वासुदेवाय कनिष्ठिकाभ्यां नमः ॥ माधवाय करतलकरपृष्ठाभ्यां नमः ॥

## કરન્યાસની સમજુતી.

ગોવિંદાય નમ એમ બોલી અંગુઠો ને તર્જનીનો સ્પર્શ કરવો મહીધરાય નમ. એમ બોલી તર્જની ને અંગુઠાનો સ્પર્શ કરવો, હૃષીકેશાય નમ એમ બોલી અંગુઠો ને વચલી આગળીનો સ્પર્શ કરવો ત્રિવિક્રમાય નમ એમ બોલી અંગુઠાનો ને વચલી આગળીની પડખેની આગળીનો સ્પર્શ કરવો વાસુદેવાય નમ એમ બોલી અંગુઠો ને ટચલી આગળીનો સ્પર્શ કરવો માધવાય નમ એમ બોલી બેહાથનો સ્પર્શ કરવો

गोविंदाय हृदयाय नमः ॥ विद्महे शिरसे स्वाहा ॥ गोपीवल्लभाय शिखायै वषट् ॥ धीमहि कवचाय हुम् ॥ तन्नः कृष्णः नेत्रत्रयाय वौषट् ॥ प्रचोदयात् अस्त्राय फट् ॥ इति षडंगम् ॥

## ષડંગન્યાસની સમજુતી.

ગોવિંદાય એમ બોની છાતીએ હાથ અડાડવો વિદ્મહે એમ બોલી માથે સ્પર્શ કરવો ગોપીવલ્લભાય એમ બોલી ચોટલીનો સ્પર્શ કરવો ધીમહિ એમ બોલી બે ખભાનો સ્પર્શ કરવો તન્ન કૃષ્ણ એમ બોલી નેત્રનો સ્પર્શ કરવો અને પ્રચોદયાત્ એમ બોલી ડાબા હાથથી માથાની પ્રદક્ષિણા કરી ચપટી વગાડવી ત્યાર પછી બે હાથ જોડી નીચેનો મંત્ર ભણી ધ્યાન કરવું.

प्रातःसंध्यां कुमारीं रक्तांगां रक्तवस्त्रां हंसवाहनां ध्यात्वा ॥ अथ प्राणायामः ॥ અથ પ્રાણાયામ કરવાનો મંત્ર.

॥ गोविंदाय विद्महे गोपीवल्लभाय धीमहि ॥ तन्नः कृष्णः प्रचोदयात् ॥ श्रीकृष्णाय विद्महे दामोदराय धीमहि तन्नः कृष्णः प्रचोदयात् એવો મંત્ર પણ છે.

પ્રાણાયામની વિધિ—આંખો બંધ રાખી મોન

ધારણુ કરી જમણા હાથની અનામિકા ( ટચલી આગળીથી બીજી આગળી ) તથા ટચલી આગળીથી નાકનુ ડાબુ છિદ્ર દબાવી જમણા છિદ્ર દ્વારા બહારના વાયુને ઉપર લખેલા મ ત્રનુ' એક વખત સ્મરણુ મનમા કરી શકાય ત્યા સુધી આકર્ષણ કરવુ એટલે પવનને ઉપર ખે ચવો એ વેળા ગુદાને સ કોચવી ( આ ક્રિયાને પૂરક કહે છે ) ત્યાર પછી અ ગુઠા વડે નાસિકાનુ જમણુ છિદ્ર પણ રોકી દેવુ અને ડોકને નીચી નમાવી પાછા એકવાર મ ત્રનુ માનસિક ઉચ્ચ રણ કરતા સુધી તે પૂરેલા પવનને રોકી રાખવો ( આને કુ ભક કહે છે ) તે પછી અનામિકા અને ટચલી આગળી હળવે હળવે દૂર કરી નાસિકના ડાબા છિદ્રમાર્ગે અ દરના પવનને ઉપર પ્રમાણે મ ત્રનુ ઉચ્ચારણુ કરતા સુધી ધીરે ધીરે બહાર કાઢવો ( આને રેચક કહે છે )

ત્યાર પછી ત્રણ વખત આગળ પ્રમાણે આચમન કરવા

पूर्ववत् ॥ ततः सूर्यस्यार्घ्यप्रदानम् ॥ गोविन्दा-
य विद्महे० ॥

ત્યાર પછી સૂર્યનારાયણને ગોવિંદાય વિદ્મહે એ મંત્રથી ત્રણ અર્ઘ આપવા. પછી સૂર્યની સામે હાથ જોડી નીચેના મંત્રથી ઉપસ્થાન કરવું

**नमः सवित्रे जगदेकचक्षुषे**

**जगत्प्रसूतिस्थितिनाशहेतवे ॥**

**त्रयीमयाय त्रिगुणात्मधारिणे**

**विरंचिनारायणशंकरात्मने ॥**

**इति रविमंडलस्थाय गोपगोपीपरिवृताय श्रीकृष्णाय नमः ॥ इतिसूर्योपस्थानम् ॥**

**॥ अथ जपः ॥**

ત્યાર પછી આચમનીમા જળ લઈ નીચે પ્રમાણે બોલવું, ને બોલી રહ્યા પછી પાણી તરભાણીમા મુકી દેવું

**॥ अस्य श्रीकृष्णगायत्रीमहामंत्रस्य नारदऋषिः गायत्री छंदः श्रीकृष्णः परमात्मादेवता ॥ क्लींबीजम्॥ विद्महे शक्ति ॥प्रचोदयात् इति कीलकम्॥**

मम धर्मार्थकामनासिद्ध्यर्थे जपे विनियोगः ॥ इति यथाशक्ति जपित्वा × *मयाकृतेन प्रातः संध्यांगभूतेन जपेन श्रीबालकृष्णः प्रीयतां न मम ॥

ત્યાર પછી ચારે દિશાએ તથા ગુરૂ, આકાશ તથા પૃથ્વી અને બ્રાહ્મણને નીચે પ્રમાણે નમસ્કાર કરવા

पूर्वे इंद्राय नमः ॥ दक्षिणे यमाय नमः ॥ पश्चिमे वरुणाय नमः ॥ उत्तरे कुबेराय नमः ॥ आकाशाय नमः ॥ पृथिव्यै नमः ॥ सवित्रे नमः ॥ देवेभ्यो नमः ॥ मुनिभ्यो नमः ॥ गुरुभ्यो नमः ॥ ब्राह्मणेभ्यो नमः ॥ इति नमस्कृत्य पूर्ववदाचमनं कृत्वा गुर्वादीन्प्रणमेत् ॥ इति प्रातःसंध्या ॥

---

×યથાશકિત ગોવિંદાય એ મંત્રથી જપ કરવા ને ત્યાર પછી
*આ પ્રમાણે બોલી જપ નિવેદન કરવો (એટલે આચમનીમા પાણી લઇ 'મયાકૃતેન–' વગેરે બોલી ને જળ નીચે કે ત્રબાણીમા નાખી દેવુ )

## ॥ अथ मध्याह्नसायंसंध्या ॥

गंगादितीर्थे स्नात्वा धौतवासः परिधाय ॥ आसने उपविश्य ॥ तिलकं कृत्वा ॥ पूर्ववत् आचमनं विधाय ॥ ततः तूष्णीं समजलेन हस्तेन मार्जनं कुर्यात् ॥ इति मध्याह्नसंध्या तथा सायंसंध्या समाप्ता ॥ श्रीकृष्णार्पणमस्तु ॥ शुभं भवतु ॥ ॥ छ ॥

મધ્યાહ્ન સંધ્યા તથા સાયંસંધ્યા પણ અગાઉ કહી ગયા તે પ્રમાણે કરવી ને સૂર્યનારાયણને મધ્યાહ્ન સંધ્યા વખતે એક અને સાયસંધ્યા વખતે ત્રણ અર્ઘ આપવા અને સાયંસંધ્યા કરતી વખતે પશ્ચિમ દિશા તરફ મુખ રાખી બેસવુ

સંધ્યાનું કર્તવ્ય પૂરૂ થયા બાદ દરેક વૈષ્ણવોએ સામ્પ્ર-દાયિક પુસ્તકો અને અન્ય પવિત્ર શાસ્ત્રનો પાઠ કરવાની જરૂર છે, જેથી અગત્યના પાઠ કરવના શાસ્ત્રોનું હવે વર્ણન કરવામા આવે છે

---

## ॥ अथ नारायण कवचम् ॥



राजोवाच

येन गुप्तः सहस्राक्षः सवाह्रिपुसैनिकान् ।
क्रीडन्निव विनिर्जित्य त्रिलोक्या बुभुजे श्रियम् ॥१॥
भगवंस्तन्ममाख्याहि वर्म नारायणात्मकम् ।
यथाऽऽततायिनः शत्रून्येन गुप्तोऽजयन्मृधे ॥ २ ॥

श्रीशुक उवाच

वृतः पुरोहितस्त्वाष्ट्रो महेंद्रायानुपृच्छते ।
नारायणाख्यं वर्माह तदिहैकमनाः शृणु ॥ ३ ॥

विश्वरूप उवाच.

धौतांघ्रिपाणिराचम्य सपवित्र उदङ्मुखः ।
कृतस्वांगकरन्यासो मंत्राभ्यां वाग्यतः शुचिः ॥४॥

नारायणमयं वर्म सन्नह्येद्भय आगते ।
दैवभूतात्मकर्मभ्यो नारायणमयः पुमान् ॥ ५ ॥

पादयोर्जानुनोरूर्वोरुदरे हृद्यथोरसि ।
मुखे शिरस्यानुपूर्व्यादोंकारादीनि विन्यसेत् ॥ ६ ॥

ॐ नमो नारायणायेति विपर्ययमथापि वा ।
करन्यासं ततः कुर्याद्द्वादशाक्षरविद्यया ॥ ७ ॥

प्रणवादियकारान्तमंगुल्यंगुष्ठपर्वसु ।
न्यसेद्धृदय ओंकारं विकारमनु मूर्धनि ॥ ८ ॥

षकारं तु भ्रुवोर्मध्ये णकारं शिखया दिशेत् ।
वेकारं नेत्रयोर्युञ्ज्यान्नकारं सर्वसंधिषु ॥ ९ ॥

मकारमस्त्रमुद्दिश्य मंत्रमूर्तिर्भवेद्बुधः ।
सविसर्गं फडन्तं तत्सर्वदिक्षु विनिर्दिशेत् ॥ १० ॥

ॐ विष्णवे नमः

इत्यात्मानं परं ध्यायेद्ध्येय षट्शक्तिभिर्युतम् ।
विद्यातेजस्तपोमूर्तिमिमं मंत्रमुदाहरेत् ॥ ११ ॥

ॐ हरिर्विदध्यान्मम सर्वरक्षां
न्यस्तांघ्रिपद्मः पतगेंद्रपृष्ठे ।
दरारिचर्मासिगदेषुचाप-
पाशान्दधानोऽष्टगुणोऽष्टबाहु ॥ १२ ।

जलेषु मां रक्षतु मत्स्यमूर्ति-
र्यादोगणेभ्यो वरुणस्य पाशात् ।
स्थलेषु मायाबटुवामनोऽव्या-
त्रिविक्रमः खेऽवतु विश्वरूपः ॥ १३ ॥

दुर्गेष्वटव्याजिमुखादिषु प्रभुः
पायान्नृसिंहोऽसुरयूथपारिः ।

विमुंचतो यस्य महाट्टहासं
दिशो विनेदुर्न्यपतंश्च गर्भाः ॥ १४ ॥
रक्षत्वसौ माऽध्वनि यज्ञकल्पः
स्वदंष्ट्रयोन्नीतधरो वराहः ।
रामोऽद्रिकूटेष्वथ विप्रवासे
सलक्ष्मणोऽव्याद्भरताग्रजोऽस्मान् ॥ १५ ॥
मामुग्रधर्मादखिलात्प्रमादा-
न्नारायण पातु नरश्च हासात् ।
दत्तस्त्वयोगादथ योगनाथः
पायाद्गुणेश कपिलः कर्मबंधात् ॥ १६ ॥
सनत्कुमारोऽवतु कामदेवा-
द्धयाननो मां पथि देवहेलनात् ।
देवर्षिवर्यः पुरुषार्चनांतरा-
त्कूर्मो हरिर्मां निरयादशेषात् ॥ १७ ॥

धन्वंतरिर्भगवान्पात्वपथ्याद्-
   द्वंद्वाद्भयादृषभो निर्जितात्मा ।
यज्ञश्च लोकादवताज्जनांता-
   द्बलो गणात्क्रोधवशादहींद्रः ॥ १८ ॥

द्वैपायनो भगवानप्रबोधा-
   द्बुद्धस्तु पाखंडगणात्प्रमादात् ।
कल्किः कलेः कालमलात्प्रपातु
   धर्मावनायोरुकृतावतार ॥ १९ ॥

मां केशवो गदया प्रातरव्या-
   द्गोविंद आसंगव आत्तवेणु ।
नारायण प्राह्ण उदात्तशक्ति-
   र्मध्यंदिने विष्णुररींद्रपाणि ॥ २० ॥

देवोऽपराह्णे मधुहोग्रधन्वा

सायं त्रिधामाऽवतु माधवो माम् ।
दोषे हृषीकेश उतार्धरात्रे-
निशीथ एकोऽवतु पद्मनाभः ॥ २१ ॥

श्रीवत्सधामाऽपररात्र ईशः
प्रत्यूष ईशोसिधरो जनार्दनः ।
दामोदरोऽव्यादनुसंध्यं प्रभाते
विश्वेश्वरो भगवान कालमूर्तिः ॥ २२ ॥

चक्रं युगांतानलतिग्मनेमि
भ्रमत्समंताद्भगवत्प्रयुक्तम् ।
दंदग्धि दंदग्ध्यरिसैन्यमाशु
कक्षं यथा वातसखो हुताशः ॥ २३ ॥

गदेशनिस्पर्शमाविस्फुलिंगे
निष्पिंढि निष्पिंढ्यजितप्रियाऽसि ।

कूष्मांडवैनायकयक्षरक्षो-
भूतग्रहांश्चूर्णय चूर्णयारीन ॥ २४ ॥
त्वं यातुधानप्रमथप्रेतमातृ-
पिशाचविप्रग्रहघोरदृष्टीन ।
दरेंद्र विद्रावय कृष्णपूरितो
भीमस्वनोऽरेर्हृदयानि कंपयन् ॥ २५ ॥
त्वं तिग्मधारासिवरारिसैन्य-
मीशप्रयुक्तो मम छिंधि छिंधि ।
चक्षूंषि चर्मन् शतचंद्र छादय
द्विषामघोनां हर पापचक्षुषाम् ॥ २६ ॥
यन्नो भयं ग्रहेभ्योभूत्केतुभ्यो नृभ्य एव च ।
सरीसृपेभ्यो दंष्ट्रिभ्योभूतेभ्योऽघेभ्य एव वा ॥२७॥
सर्वाण्येतानि भगवन्नामरूपास्त्रकीर्तनात् ।
प्रयांतु संक्षयं सद्यो ये नः श्रेयःप्रतीपकाः ॥ २८ ॥

गरुडो भगवान्स्तोत्रस्तोभश्छंदोमयः प्रभुः ।
रक्षत्वशेषकृच्छ्रेभ्यो विष्वक्सेनस्यवाहनम् ॥ २९ ॥
सर्वापद्भ्यो हरेर्नामरूपयानायुधानि नः ।
बुद्धींद्रियमनः प्राणान्पातु पार्षद्भूषणाः ॥ ३० ॥
यथा हि भगवानेव वस्तुतः सदसच्च यत् ।
सत्येनानेन नः सर्वे यांतु नाशमुपद्रवाः ॥ ३१ ॥
यथैकात्म्यानुभावानां विकल्परहितः स्वयम् ।
भूषणायुधलिंगाख्या धत्ते शक्तिः स्वमायया ॥ ३२ ॥
तेनैव सत्यमानेन सर्वज्ञो भगवान्हरिः ।
पातु सर्वैं स्वरूपैर्नः सदा सर्वत्र सर्वगः ॥ ३३ ॥

विदिक्षु दिक्षूर्ध्वमधः समंता-
दंतर्बहिर्भगवान्नारसिंहः ।
प्रहापयॅल्लोकभयं स्वनेन
स्वतेजसा ग्रस्तसमस्ततेजः ॥ ३४ ॥

मघवन्निदमाख्यातं वर्म नारायणात्मकम् ।
विजेष्यस्यंजसा येन दंशितोऽसुरयूथपान् ॥ ३५ ॥

एतद्धारयमाणस्तु यं यं पश्यति चक्षुषा ।
पदा वा संस्पृशेत्सद्यः साध्वसात्स विमुच्यते ॥ ३६ ॥

न कुतश्चिद्भयं तस्य विद्यां धारयतो भवेत् ।
राजदस्युग्रहादिभ्यो व्याघ्रादिभ्यश्च कर्हिचित् ॥३७॥

इमां विद्यां पुरा कश्चित्कौशिको धारयन्द्विजः ।
योगधारणया स्वांगं जहौ स मरुधन्वनि ॥ ३८ ॥

तस्योपरि विमानेन गंधर्वपतिरेकदा ।
ययौ चित्ररथः स्त्रीभिर्वृतो यत्र द्विजक्षयः ॥ ३९ ॥

गगनान्न्यपतत्सद्यः सविमानो ह्यवाक्छिराः ।
स वालखिल्यवचनादस्थीन्यादाय विस्मितः ।
प्रास्य प्राचीसरस्वत्यां स्नात्वा धाम स्वमन्वगात् ॥४०॥

य इदं श्रृणुयात्काले यो धारयति चादृतः ।
तं नमस्यंति भूतानि मुच्यते सर्वतो भयात् ॥ ४१ ॥
एतां विद्यामधिगतो विश्वरूपाच्छतक्रतुः ।
त्रैलोक्यलक्ष्मीं बुभुजे विनिर्जित्य मृधेऽसुरान् ॥४२॥

इति श्रीमद्भागवते महापुराणेऽष्टादशसाहस्र्यां
संहितायां वैयासिक्यां षष्ठस्कन्धे नारायण-
वर्मकथनं नामाष्टमोऽध्यायः ॥ ८ ॥
॥ श्रीकृष्णार्पणमस्तु ॥



## ॥ શ્રીમદ્ભગવદ્ગીતાનો પંદરમો અધ્યાય. ॥

### ॥ શ્રીભગવાનુવાચ ॥

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ १ ॥

(ચૌદમા અધ્યાયની અન્તે ' અખંડ ભક્તિ વડે જે ભગવાનને ભજે છે તે તેના પ્રસાદથી મળેલા જ્ઞાન વડે બ્રહ્મરૂપ થાય છે " એમ કહ્યું પરંતુ એકાંત ભક્તિ અને જ્ઞાન વૈરાગ્ય વિના પ્રાપ્ત થતાં નથી માટે વૈરાગ્યપૂર્વક જ્ઞાનનો ઉપદેશ કરવાની ઇચ્છાથી ભગવાન અહીં શ્લોક વડે વૃક્ષના રૂપકથી સંસારનું વર્ણન કરે છે )

શ્રી ભગવાન્ કહે છે—જેનું મૂળ ઉંચું એટલે ક્ષર તથા અક્ષર કરતાં ઉત્તમ પુરૂષોત્તમ છે, જેની શાખા નીચે એટલે પુરૂષોત્તમ પછીના હિરણ્યગર્ભ વગેરે જીવો છે તથા વેદો જેનાં પાંદડાં છે એવું આ સંસાર રૂપી વૃક્ષ છે કે જેની સ્થિતિ સવાર સુધી રહેશે કે કેમ એટલો પણ જેનો વિશ્વાસ આવતો નથી એ સંસારરૂપ વૃક્ષને જે જાણે તે જ વેદને જાણનાર છે ૧

**अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा**
**गुणप्रवृद्धा विषयप्रवालाः ।**
**अधश्च मूलान्यनुसंततानि**
**कर्मानुबंधीनि मनुष्यलोके ॥ २ ॥**

સત્ત્વગુણી, રજોગુણી તથા તમોગુણી વૃત્તિરૂપ જળના સેચન વડે વૃદ્ધિ પામેલી તથા શબ્દ આદિ વિષયરૂપી કોમળ પત્રવાળી એ સંસારવૃક્ષની શાખાઓ એટલે હિરણ્યગર્ભ આદિ જીવો ઉપર અને નીચે અર્થાત્ ઉચ્ચનીચ યોનિઓમાં પ્રસરેલ છે મનુષ્યલોકમાં પ્રવૃત્તિ કરાવનાર વાસનારૂપી તેના નાના મૂળો ઉચ્ચનીચ યોનિઓ વિષે વિસ્તાર પામી રહ્યા છે ૨

( આ મનુષ્યલોકમાં જ ભાવિ પ્રવૃત્તિનું કારણ ભોગ-વાસના છે એમ કહેવાનું કારણ એટલું જ કે ઉપરના તથા નીચેના લોકમાં જે ભોગ ભોગવ્યા તેમની વાસના સહિત મનુષ્યલોકમાં જીવ આવે છે અને ત્યાં વાસનાને અનુસારે કર્મોમાં તેની પ્રવૃત્તિ થાય છે. બીજા સ્વર્ગાદિ લોકો તો ભોગ-

ભૂમિ છે માટે ત્યાં કર્મ કરવાનો અધિકાર નથી. માત્ર આ મનુષ્યલોકમાં જ અધિકાર છે ૨)

न रूपमस्येह तथोपलभ्यते
नांतो न चादिर्न च संप्रतिष्ठा ।
अश्वत्थमेनं सुविरूढमूल-
मसंगशस्त्रेण दृढेन छित्वा ॥ ३ ॥

સંસારમાં રહેલા પ્રાણીઓ આ સંસારરૂપ વૃક્ષનું ઉપર વર્ણવેલું રૂપ જાણી શકતા નથી તેમ જ તે છેડા વગરનું હોવાથી તેના અંતને કે અનાદિ હોવાથી તેના આરંભને તથા તે કેવી રીતે રહ્યું છે તેને, એટલે તેની સ્થિતિને પણ જાણી શકતા નથી (એવી રીતનું હોવાથી સંસારવૃક્ષ નિર્મૂળ થવું અશક્ય છે અને અનર્થકારક છે) માટે તે અત્યંત બદ્ધમૂળ થઈ ગયેલા સંસારવૃક્ષને અહંતામમતાના ત્યાગ રૂપ શસ્ત્ર વડે જુદો પાડીને. ૩

ततः पदं तत्परिमार्गितव्यं
यस्मिन्गता न निवर्तंति भूयः ।

तमेव चाद्यं पुरुषं प्रपद्ये
यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥

એ સંસારનુ મૂળ જે વ્યાપક પરમાત્મા છે તેને શોધવા કે જેને પ્રાપ્ત થએલા ફરી સંસારમા આવતા નથી અને તેથી જેનાથી આ ઘણો કાળ થયા સંસારની પ્રવૃત્તિ વિસ્તાર પામી છે તે આદ્ય પુરૂષને હુ શરણે જાઉ છુ એવી એકાંત ભક્તિવડે તે( પરમાત્મા ) ને ખોળવો. ૪

निर्मानमोहा जितसंगदोषा
अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै-
र्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥ ५ ॥

જેઓ માન અને મોહરહિત, પુત્રાદિના સંગનો દોષ જેઓએ જીતેલા છે, જેઓ આત્મજ્ઞાનને વિષે સદા સ્થિતિ-વાળા છે, જેમનાથી વિશેષ કરીને કામ નિવૃત્તિ પામેલો છે, સુખ દુખઃનુ કારણ હોવાથી સુખ-દુઃખ એવા નામને પ્રાપ્ત

થએલા ટાઢ-તડકો આદિ દ્વદ્વથી જે મુક્ત થએલ છે અને એટલા જ માટે જેમની અવિદ્યા નાશ પામી છે એવા પુરૂષો અવિનાશી વિષ્ણુના પદને ( સ્વરૂપને ) પામે છે ૫

**न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।**
**यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥ ६ ॥**

જે પદને સૂર્ય ચદ્રમા કે અગ્નિ પ્રકાશ કરી શકતા નથી અને જે પદને પામીને ફરી યોગીઓ પાછા આવતા નથી તે મારૂ ઉત્તમ ધામ ( સ્વરૂપ ) છે '

**ममैवांशो जीवलोके जीवभूत सनातनः ।**
**मनःषष्ठानींद्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥**

× મારોજ એક કલ્પિત અશ જે અવિદ્યા વડે જીવરૂપ

---

×જો તમારા સ્વરૂપને પામેલા ફરી પાછા સસારમા ન જ આવતા હોય તો સુષુપ્તિ અવસ્થામા સર્વેને તમારી પ્રાપ્તિ થાય છે ત્યાર પછી કોણ સસારી થાય ? અર્થાત્ સર્વ મોક્ષ પામે એવી શકા થતા સસાર કોને પ્રાપ્ત થાય છે તે દેખાડે છે.

થયો છે તથા સંસારી રૂપે મહા પ્રસિદ્ધ છે તે, છઠ્ઠું જેમાં મન છે એવી પાંચ જ્ઞાનેંદ્રિયો, કર્મેંદ્રિયો, તથા પ્રાણ, એ સર્વ જે પ્રકૃતિમાં લય પામીને રહ્યાં છે તેમને સંસારમાં ભોગો ભોગવવા માટે ખેંચે છે. ૭

( ભાવાર્થ-સુષુપ્તિ તથા પ્રલયને વિષે જીવ મારો અંશ છે. માટે મારા વિષે લય થવાથી મને પામે છે એ ખરૂં છે પરંતુ તે અવિદ્યાયુક્ત તથા વાસના સહિત મારા માયાવિશિષ્ટ સ્વરૂપમાં લય પામે છે, કંઇ શુદ્ધ સ્વરૂપમાં લય પામતો નથી માટે સંસારના ભોગ ભોગવવાને માટે નીકળતો એવો અજ્ઞાની પ્રકૃતિમાં લય થએલી પોતાની ઇંદ્રિય આદિ ઉપાધિઓને તેમાંથી ખેંચી લે છે અને જ્ઞાની તો શુદ્ધ મારા સ્વરૂપને જ પામે છે માટે તેઓ ફરી સંસારમાં આવતા નથી.

**शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।**
**गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥ ८ ॥**

દેહઆદિનો સ્વામી જીવ-જીવાત્મા જ્યારે બીજા શરીરને પામે છે અને પ્રથમના શરીરમાંથી નીકળે છે ત્યારે જેમ

વાયુ પુષ્પ આદિકમાંથી સૂક્ષ્મ ગંધવાળા અંશ લઈને જાય છે તેમ તે પ્રથમના શરીરમાંથી એઓને (ઇંદ્રિઓને) લઈને જાય છે ૮

**श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।**
**अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥**

શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જીહ્વા અને ઘ્રાણ એ બાહ્ય ઇંદ્રિયો તથા મન એટલે અંતઃકરણ એમનો આશ્રય કરીને આ જીવ વિષયોને ભોગવે છે ૯

**उत्क्रामन्तं स्थितं वापि भुंजानं वा गुणान्वितम् ।**
**विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुषः ॥ १० ॥**

એક દેહમાંથી બીજા દેહમાં જતા અથવા તે જ દેહમાં રહેલા કે વિષયોને ભોગવતા એવા ઇંદ્રિય આદિની સાથે જોડાએલા જીવને અજ્ઞાની પુરૂષો દેખાતા નથી, પણ જેઓને જ્ઞાનરૂપ ચક્ષુ છે તે અર્થાત્ વિવેકી પુરૂષો દેખે છે ૧૦

**यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् ।**
**यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥ ११ ॥**

+ ધ્યાન આદિવડે પ્રયત્ન કરતા કેટલાએક યોગીઓ શરીરમા રહેલા આ આત્માને શરીરઆદિથી જુદો દેખે છે અને કેટલાએક શાસ્ત્રના અભ્યાસ કરતા હોય તો પણ જે મલિન અંતઃકરણવાળા છે અને તેમ હોવાથી મંદ બુદ્ધિવાળા હોય છે તેઓ એ આત્માને દેખતા નથી અર્થાત્ જાણતા નથી ૧૧

**यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।**
**यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥ १२ ॥**

જે સૂર્યમા રહેલુ તેજ જે ચંદ્રમા રહેલુ તેજ તથા જે અગ્નિમા રહેલુ તેજ સઘળા જગતને પ્રકાશિત કરે છે તે અનેક પ્રકારનુ સઘળુ તેજ મારૂ જ છે એમ તુ જાણ ૧૨

**गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।**
**पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥१३॥**

---

+આત્માનુ જ્ઞાન થવુ કઠણ છે માટે વિનકીઓમા પણ કેટલાએકજ જે જાણે છે એ વાત કહે છે.

હુ મારા બળ વડે પૃથ્વીમા રહીને ચરાચર ભૂતોને ધારણ કરૂ છુ, અને હુ જ રસરૂપ ચન્દ્ર થઇને ડાંગર આદિ સર્વ ઔષધીઓનુ પોષણ કરૂં છુ ૧૩

**अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।**
**प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम ॥ १४ ॥**

હુ જઠરાગ્નિ થઇને પ્રાણિમાત્રના દેહને વિષે રહીને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર પ્રાણ અને અપાનવાયુએ સહવર્તમાન ભક્ષ્ય, ભોજ્ય, ચોષ્ય અને લેહ્ય એ ચાર પ્રકારના પ્રાણીના ખોરાકને પચાવુ છુ ૧૪*

**सर्वस्य चाहं हृदि सन्निविष्टो**
**मत्तःस्मृतिर्ज्ञानमपोहनं च ।**

---

* રોટલી આદિ જે દાંતથી ભાંગીને ખવાય છે તે ભક્ષ્ય, જે જીભ હલાવી ગળી જવાય છે તે ભોજ્ય, જેમ કે દુધપાક જે ચાટી જવાય તે લેહ્ય જેવા કે ગોળ મધ ઇત્યાદિ, જેનો ચૂશીને રસ્ ગળે ઉતરાય તે ચોષ્ય કહેવાય છે જેમ કે શેરડી.

वेदैश्च सर्वैरहमेव वेद्यो
वेदांतकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥

સર્વ પ્રાણીઓના હૃદયમાં સારી રીતે અંતર્યામીરૂપે હું જ રહ્યો છું માટે મારાથી જ પ્રાણીઓની પૂર્વે અનુભવેલા વિષયની સ્મૃતિ, વિષય અને ઇંદ્રિયના સંયોગથી થયેલું જ્ઞાન તથા તે બંનેનો વિનાશ થાય છે. સર્વ વેદો વડે જાણવા યોગ્ય હું જ છું કારણકે વેદાંતશાસ્ત્રનો પ્રવર્તક એટલે જ્ઞાન આપનાર ગુરૂ તથા વેદના અર્થને જાણનાર હું જ છું ૧૫

×

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥

ક્ષર અને અક્ષર એવા બે પુરૂષ લોકમાં પ્રસિદ્ધ છે બ્રહ્માથી માંડીને સ્થાવર સુધીના સર્વ શરીરો તે ક્ષર પુરૂષ કહેવાય છે, કારણ કે અજ્ઞાનીને શરીરમાંજ પુરૂષબુદ્ધિ રહે છે, અને શરીરો થયા છતાં પણ પર્વતની પેઠે નિર્વિકારપણે જે રહે છે તે ચેતન ભોક્તાને વિવેકીઓ અક્ષર પુરૂષ કહે છે. ૧૬

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥

જેને શ્રુતિઓએ "પરમાત્મા" કહેલ છે અને જે સર્વના નિયતા અને વિકારરહિત છે તથા ત્રણે લોકમા પ્રવેશ કરીને તેમનુ પાલન કરે છે તે ક્ષર (અચેતન) અને અક્ષર (ભોક્તા ચેતન) થી વિલક્ષણ ઉત્તમ પુરૂષ છે ૧૭

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ १८ ॥

જે કારણ માટે-નિત્ય મુક્તપણાને લીધે ક્ષર એટલે જડવર્ગને હુ ઓળગી ગયો છુ, અર્થાત્ તેથી ઉત્તમ છુ, અને અક્ષર જે જીવવર્ગ તેથી પણ તેમના નિયતાપણાને લીધે ઉત્તમ છુ, તે કારણ માટે આ લોકમા તથા વેદને વિષે પુરૂ-ષોત્તમ એવા નામથી પ્રખ્યાત છુ (શ્રુતિમા પણ કહ્યુ છે કે આ આત્મા સર્વને વશ રાખનાર, સર્વનો નિયતા, સર્વનો અધિપતિ તથા આ સર્વ જગતનુ શાસન કરે છે ઇત્યાદિ) ૧૮

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥

હે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન ! ઉપર કહેવા પ્રમાણે નિશ્ચિત બુદ્ધિવાળો થઇ જે મને "પુરૂષોત્તમ" જાણે છે તે સર્વ પ્રકારે મને જ ભજે છે માટે તે સર્વજ્ઞ થાય છે ૧૯

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयानघ ।
एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥ २० ॥

હે નિર્દોષ અથવા દુ:ખરહિત અર્જુન ! એ પ્રમાણે મે તને આ છાનામાં છાનું શાસ્ત્ર કહ્યું છે, માટે એ શાસ્ત્રને જાણીને હરકોઇ માણસ બુદ્ધિમાન્ તથા કૃતાર્થ થાય છે ત્યારે તું થાય તેમાં શું આશ્ચર્ય ! ૨૦

इति श्रीमद्भगवद्गीतानो पंदरमो
अध्याय समाप्त.

---

## ॥ अथ सर्वोत्तमस्तोत्रम् ॥

प्राकृतधर्मानाश्रयमप्राकृतनिखिलधर्मरूपमिति ।
निगमप्रतिपाद्य यत्तच्छुद्धं साकृति स्तौमि ॥ १ ॥

कलिकालतमश्छन्नदृष्टित्वाद्विदुषामपि ।
संप्रत्यविषयस्तस्य माहात्म्यं समभूद्भुवि ॥ २ ॥

दयया निजमाहात्म्यं करिष्यन्प्रकटं हरिः ।
वाण्या यदा तदा स्वास्य प्रादुर्भूतं चकार हि ॥ ३ ॥

तदुक्तमपि दुर्बोधं सुबोधं स्याद्यथा तथा ॥
तन्नामाष्टोत्तरशतं प्रवक्ष्याम्यखिलाघहृत् ॥ ४ ॥

ऋषिरग्निकुमारस्तु नाम्नां छंदो जगत्यसौ ॥
श्रीकृष्णास्यं देवता च बीजं कारुणिकः प्रभुः ॥ ५ ॥

विनियोगो भक्तियोगप्रतिबंधविनाशने ॥
कृष्णाधरामृतास्वादसिद्धिरत्र न संशयः ॥ ६ ॥

आनंदः परमानंदः श्रीकृष्णास्यं कृपानिधिः ॥
दैवोद्धारप्रयत्नात्मा स्मृतिमात्रार्तिनाशनः ॥ ७ ॥

श्रीभागवतगूढार्थप्रकाशनपरायणः ॥
साकारब्रह्मवादैकस्थापको वेदपारगः ॥ ८ ॥

मायावादनिराकर्ता सर्ववादी निरासकृत् ॥
भक्तिमार्गाब्जमार्तण्डः स्त्रीशूद्राद्युद्धृतिक्षमः ॥ ९ ॥

अंगीकृत्यैव गोपीशं वल्लभीकृतमानवः ॥
अंगीकृतौ समर्यादो महाकारुणिको विभुः ॥ १० ॥

अदेयदानदक्षश्च महोदारचरित्रवान् ॥
प्राकृतानुकृतिव्याजमोहितासुरमानुषः ॥ ११ ॥

वैश्वानरो वल्लभाख्यः सद्रूपो हितकृत्सताम् ॥
जनाशिक्षाकृते कृष्णभक्तिकृन्निखिलेष्टदः ॥ १२ ॥

सर्वलक्षणसंपन्नः श्रीकृष्णज्ञानदो गुरुः ॥
स्वानंदतुंदिलः पद्मदलायतविलोचनः ॥ १३ ॥

कृपादृग्वृष्टिसंहृष्टदासदासीप्रियः पतिः ॥
रोषदृक्पातसंप्लुष्टभक्तद्विड् भक्तसेवितः ॥ १४ ॥

सुखसेव्यो दुराराध्यो दुर्लभांघ्रिसरोरुहः ॥
उग्रप्रतापो वाक्सिधुपूरिताशेषसेवकः ॥ १५ ॥

श्रीभागवतपीयूषसमुद्रमथनक्षमः ॥
तत्सारभूतरासस्त्रीभावपूरितविग्रहः ॥ १६ ॥

सान्निध्यमात्रदत्तश्रीकृष्णप्रेमा विमुक्तिदः ॥
रासलीलैकतात्पर्यः कृपयैतत्कथाप्रदः ॥ १७ ॥

विरहानुभवैकार्थसर्वत्यागोपदेशकः ॥
भक्त्याचारोपदेष्टा च कर्ममार्गप्रवर्त्तकः ॥ १८ ॥

यागादौ भक्तिमार्गैकसाधनत्वोपदेशकः ॥
पूर्णानंदः पूर्णकामो वाक्पतिर्विबुधेश्वरः ॥ १९ ॥

कृष्णनामसहस्रस्य वक्ता भक्तपरायणः ॥
भक्त्याचारोपदेशार्थनानावाक्यनिरूपकः ॥ २० ॥

स्वार्थोज्झिताखिलप्राणप्रियस्तादृशचेष्टितः ॥
स्वदासार्थकृताशेषसाधनः सर्वशक्तिधृक् ॥ २१ ॥

भुवि भक्तिप्रचारैककृते स्वान्वयकृत्पिता ॥
स्ववंशे स्थापिताशेषस्वमाहात्म्यः स्मयापहः ॥ २२ ॥

पतिव्रतापतिः पारलौकिकैहिकदानकृत् ॥
निगूढहृदयोऽनन्यभक्तेषु ज्ञापिताशयः ॥ २३ ॥

उपासनादिमार्गातिमुग्धमोहनिवारकः ॥
भक्तिमार्गे सर्वमार्गवैलक्षण्यानुभूतिकृत् ॥ २४ ॥

पृथक्शरणमार्गोपदेष्टा श्रीकृष्णहार्दवित् ॥
प्रतिक्षणनिकुंजस्थलीलारससुपूरितः ॥ २५ ॥

तत्कथाक्षिप्तचित्तस्तद्विस्मृतान्यो व्रजप्रियः ॥
प्रियव्रजस्थितिः पुष्टिलीलाकर्ता रहःप्रियः ॥ २६ ॥

भक्तेच्छापूरकः सर्वाज्ञातलीलोऽतिमोहनः ॥
सर्वासक्तो भक्तमात्रासक्तः पतितपावनः ॥ २७ ॥

स्वयशोगानसंहृष्टहृदयांभोजविष्टरः ॥
यशःपीयूषलहरीप्लावितान्यरसः परः ॥ २८ ॥

लीलामृतरसार्द्रार्द्रीकृताखिलशरीरभृत् ॥
गोवर्द्धनस्थित्युत्साहस्तल्लीलाप्रेमपूरितः ॥ २९ ॥

यज्ञभोक्ता यज्ञकर्ता चतुर्वर्गविशारदः ॥
सत्यप्रतिज्ञस्त्रिगुणातीतो नयविशारदः ॥ ३० ॥
स्वकीर्तिवर्द्धनस्तत्त्वसूत्रभाष्यप्रदर्शकः ॥
मायावादाख्यतूलाग्निर्ब्रह्मवादनिरूपकः ॥ ३१ ॥
अप्राकृताऽखिलाकल्पभूषितः सहजस्मितः ॥
त्रिलोकीभूषणं भूमिभाग्यं सहजसुंदरः ॥ ३२ ॥
अशेषभक्तसंप्रार्थ्यचरणाब्जरजोधनः ॥
इत्यानंदनिधेः प्रोक्तं नाम्नामष्टोत्तरं शतम् ॥ ३३ ॥
श्रद्धाविशुद्धबुद्धिर्यः पठत्यनुदिनं जनः ॥
स तदेकमनाः सिद्धिमुक्तां प्राप्नोत्यसंशयम् ॥ ३४ ॥
तदप्राप्तौ वृथामोक्षस्तदाप्तौ तद्गतार्थता ॥
अतः सर्वोत्तमं स्तोत्रं जप्यं कृष्णरसार्थिभिः॥३५॥
इति श्रीमदग्निकुमारप्रोक्तं सर्वोत्तमस्तोत्रं संपूर्णम् ॥

## ॥ अथ श्रीयमुनाष्टकम् ॥

नमामि यमुनामहं सकलसिद्धिहेतुं मुदा ।
मुरारिपदपंकजस्फुरदमंदरेणूत्कटाम् ॥
तटस्थनवकाननप्रकटमोदपुष्पांबुना ।
सुरासुरसुपूजितस्मरपितुः श्रियं बिभ्रतीम् ॥१॥
कलिंदगिरिमस्तके पतदमंदपूरोज्ज्वला ।
विलासगमनोल्लसत्प्रकटगंडशैलोन्नता ॥
सघोषगतिदंतुरा समधिरूढदोलोत्तमा ।
मुकुंदरतिवर्द्धिनी जयति पद्मबंधोः सुता ॥ २ ॥
भुवं भुवनपावनीमधिगतामनेकस्वनैः ।
प्रियाभिरिव सेवितां शुकमयूरहंसादिभिः ॥
तरंगभुजकंकणप्रकटमुक्तिकावालुका- ।
नितंबतटसुंदरीं नमत कृष्णतुर्यप्रियाम् ॥ ३॥

अनंतगुणभूषिते शिवविरंचिदेवस्तुते ।
घनाघननिभे सदा ध्रुवपराशराभिष्टदे ॥
विशुद्धमथुरातटे सकलगोपगोपीवृते ।
कृपाजलधिसंश्रिते मम मनः सुखं भावय ॥४॥
यया चरणपद्मजा मुररिपोः प्रियं भावुका ।
समागमनतोऽभवत्सकलसिद्धिदा सेवताम् ॥
तया सदृशतामियात्कमलजासपत्नीव यद् ।
हरिप्रियकालिंदया मनसि मे सदा स्थीयताम् ॥५॥
नमोऽस्तु यमुने सदा तव चरित्रमत्यद्भुतं ।
न जातु यमयातना भवति ते पयःपानतः ॥
यमोऽपि भगिनीसुतान् कथमुहंति दुष्टानपि ।
प्रियो भवति सेवनात्तव हरेर्यथा गोपिकाः ॥६॥
ममास्तु तव सन्निधौ तनुनवत्वमेतावता ।
न दुर्लभतमा रतिर्मुररिपौ मुकुंदप्रिये ॥

अतोऽस्तु तव लालना सुरधुनी परं संगमात् ।
त्तवैव भुवि कीर्तिता न तु कदापि पुष्टिस्थितैः ॥७॥

स्तुतिं तव करोति कः कमलजासपत्नि प्रिये ।
हरेर्यदनुसेवया भवति सौख्यमामोक्षतः ॥

इयं तव कथाधिका सकलगोपिकासंगम- ।
स्मरश्रमजलाणुभिः सकलगात्रजैः संगमः ॥८॥

तवाष्टकमिदं मुदा पठति सूरसुते सदा ।
समस्तदुरितक्षयो भवति वै मुकुंदे रतिः ॥

तया सकलसिद्धयो मुररिपुश्च संतुष्यति ।
स्वभावविजयो भवेद्वदति वल्लभः श्रीहरेः ॥ ९ ॥

इति श्रीमद्वल्लभाचार्यविरचितं श्रीयमुनाष्टकं संपूर्णम्॥

---

## ॥ अथ चतुःश्लोकी ॥



सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः ॥
स्वस्यायमेव धर्मो हि नान्यः क्वाऽपि कदाचन ॥१॥

एवं सदा स्म कर्तव्यं स्वयमेव करिष्यति ॥
प्रभुः सर्वसमर्थो हि ततो निश्चिंततां व्रजेत् ॥ २ ॥

यदि श्रीगोकुलाधीशो धृतः सर्वात्मना हृदि ॥
ततः किमपरं ब्रूहि लौकिकैर्वैदिकैरपि ॥ ३ ॥

अतः सर्वात्मना शश्वद्गोकुलेश्वरपादयोः ॥
स्मरणं भजनं चापि न त्याज्यमिति मे मतिः ॥४॥

इति श्रीमद्वल्लभाचार्यविरचिता चतुःश्लोकी संपूर्णा ॥



## ॥ *अथ महालक्ष्मीस्तोत्रम्. ॥

श्री शंकर उवाच

अथातः संप्रवक्ष्यामि लक्ष्मीस्तोत्रमनुत्तमम् ॥
पठनाच्छ्रवणाद्यस्य नरो मोक्षमवाप्नुयात् ॥ १ ॥
गुह्याद्गुह्यतरं पुण्यं सर्वदेवनमस्कृतम् ॥
सर्वमंत्रमयं साक्षाच्छृणु पर्वतनन्दिनि ॥ २ ॥

શ્રી મહાદેવજી બોલ્યા કે હે પાર્વતિ ! હવે પછી અતિ

* મોટા રાજાથી માંડી રંક સુધી ગમે તે દેવને માન-નાર દરેક જાતિનો મનુષ્ય દીવાળીને દિવસે અને બેસતે વર્ષે શ્રી મહાલક્ષ્મીનુ પૂજન કરે છે જ. તો તે દિવસે તો આ સ્તોત્રનો દરેક પાઠ કરવો કારણ કે તે બહુ લાભકારી છે અને હમેશા સ્ત્રી અને પુરૂષ પાઠ કરે તો આ સ્તોત્ર દરેક વ્યવહાર જેવા કે પુત્રનુ સુખ, ધનસંપત્તિ, શરીરસંપત્તિ અને કલહનાશ વગેરે મનસંપત્તિને વધારે છે તથા સ્ત્રીનું સૌભાગ્ય પણ વધારે છે.

ઉત્તમ એવા લક્ષ્મીસ્તોત્રનું વર્ણન કરૂં છું, તે તમે શ્રવણ કરો કે જે સ્તોત્રના શ્રવણ કરવાથી અથવા તો પાઠ કરવાથી મનુષ્યને મોક્ષની પ્રાપ્તિ થાય છે, અને જે ગુપ્તથી પણ ગુપ્ત છે સર્વ દેવને વંદનીય છે, તથા સર્વ મંત્રમય છે ૧-૨

**अनन्तरूपिणी लक्ष्मीरपारगुणसागरी ॥**
**अणिमादिसिद्धिदात्री शिरसा प्रणमाम्यहम् ॥३॥**

હે દેવી લક્ષ્મી! આપ અનંતરૂપવાળા છો. આપ ગુણોના સાગર સ્વરૂપે છો આપ પ્રસન્ન થાઓ છો તો અણિમાદિક સિદ્ધિઓ આપો છો આપને મસ્તક નમાવી હું પ્રણામ કરૂં છું. ૩

**आपदुद्धारिणी त्वं हि आद्या शक्तिः शुभा परा ॥**
**आद्या आनन्ददात्री च शिरसा प्रणमाम्यहम् ॥४॥**

હે દેવી! આપ પ્રસન્ન થવાથી પ્રણત જનનો આપત્તિમાંથી ઉદ્ધાર કરો છો આપ કલ્યાણી તથા આદ્યશક્તિ છો તથા સર્વના આદિ અને આનંદના આપવાવાળા છો, આપને મસ્તક નમાવી હું પ્રણામ કરૂં છું ૪

इन्दुमुखी इष्टदात्री इष्टमंत्रस्वरूपिणी ॥
इच्छामयी जगन्मातः शिरसा प्रणमाम्यहम् ॥५॥

હે જગન્માતા લક્ષ્મી ! આપનુ મુખ પૂર્ણ ચન્દ્રમા સમાન પ્રકાશિત છે આપ મનવાછિત અભિલાષાને આપવાવાળા છો આપ ઇષ્ટમ ત્રના સ્વરૂપવાળા તથા ઇચ્છામય છો. માટે આપને મસ્તક નમાવી હુ પ્રણામ કરૂ છુ ૫

उमा उमापतेस्त्वन्तु उत्कण्ठाकुलनाशिनी ॥
उर्वीश्वरी जगन्मातर्लक्ष्मीदेवी नमोऽस्तु ते ॥६॥

હે લક્ષ્મી જગન્માતા દેવી ! આપ ઉમાપતિના ઉમારૂપ છો તેમ ઉત્કંઠિત મનુષ્યની ઉત્કંઠા ( ખોટા અકળામણ ) નો નાશ કરો છો આપ પૃથ્વીના સ્વામિની છો આપને મારા નમસ્કાર છે ૬

ऐरावतपतिपूज्या ऐश्वर्याणां प्रदायिनी ॥
औदार्यगुणसम्पन्ना लक्ष्मीदेवी नमोऽस्तु ते ॥७॥

હે દેવી ! આપ ઐરાવત સ્વાર થવાવાળા દેવરાજ

ખ્યથી પૂજાઓછો આપ પ્રસન્ન થવાથી સંપૂર્ણ ઐશ્વર્ય આપોછો. તેમ આપ ઉદાર ગુણવાળા છો આપને મારા નમસ્કાર ૭

कृष्णवक्षःस्थिता देवी कलिकल्मषनाशिनी ॥
कृष्णचित्तहरा कर्त्री शिरसा प्रणमाम्यहम् ॥ ८ ॥

હે કમલે ! આપ સર્વદા શ્રીકૃષ્ણના વક્ષસ્થળમા સ્થિતિ કરી રહેલા છો તમારા સીવાય બીજુ કોઇ પાપને નાશ કરવાવાળુ નથી તમે શ્રીકૃષ્ણના ચિત્તને ચોરી લીધું છે આથી તમે સર્વકર્ત્રી અર્થાત્ સર્વ કાર્ય કરવાવાળા છો. માટે તમને મસ્તક નમાવી હું પ્રણામ કરૂ છુ ૮

कन्दर्पदमना देवी कल्याणी कमलानना ॥
करुणार्णवसम्पूर्णा शिरसा प्रणमाम्यहम् ॥ ९ ॥

હે દેવી ! તમે કામદેવના ગર્વને હરણ કર્યો હતો. આપ કલ્યાણમયી છો આપનુ મુખારવિંદ કમળની સમાન મનોહર છે કેવળ આપ જ કરૂણાના સાગરસ્વરૂપ છો. માટે હુ આપને મસ્તક નમાવી પ્રણામ કરૂ છુ. ૯

खञ्जनाक्षी खगनासा देवी खेदविनाशिनी ॥
खञ्जरीटगतिश्चैव शिरसा प्रणमाम्यहम् ॥ १० ॥

હે દેવી ! આપના નેત્ર ખંજન પક્ષીની સમાન છે આપની નાસિકા ગરુડજીની નાસિકા સમાન છે આપ આશ્રિત જનોના ખેદનો વિનાશ કરવાવાળા છો આપની ગતિ ખંજરીટની સમાન ધીમી છે હું મસ્તક નમાવી આપને પ્રણામ કરું છું ૧૦

गोविन्दवल्लभा देवी गन्धर्वकुलपाविनी ॥
गोलोकवासिनी मातः शिरसा प्रणमाम्यहम् ॥११॥

હે માતા ! આપ ગોવિંદના પ્યારા છો આપના અનુગ્રહથી ગંધર્વકુળ પવિત્ર થયું છે તેમ તમે સર્વદા ગોલોકમ વિહાર કરો છો તેથી હું મસ્તક નમાવી તમને પ્રણામ કરું છું ૧૧

ज्ञानदा गुणदा देवी गुणाध्यक्षा गुणाकरी ॥
गन्धपुष्पधरामातः शिरसा प्रणमाम्यहम् ॥१२॥

હે દેવી ! હે માતા ! તમે જ્ઞાનને આપવાવાળાં ગુણને આપવાવાળા, ગુણોના અધ્યક્ષરૂપ તથા ગુણોના સમૂહરૂપ છો ગંધયુક્ત પુષ્પોને સર્વદા ધારણ કરવાવાળા છો હું આપને મે મસ્તકવડે પ્રણામ કરૂં છું ૧૨

**घनश्यामप्रिया देवी घोरसंसारतारिणी ॥**
**घोरपापहरा चैव शिरसा प्रणमाम्यहम् ॥ १३ ॥**

હે કમલે ! તમે ઘનશ્યામ શ્રીહરિના પ્રિય પત્ની છો વળી તમે જ ઘોર સંસારમાંથી ઉદ્ધાર કરી શકો છો તમારા સીવાય બીજું કોઇ ભયંકર પાપથી ઉદ્ધાર કરવા સમર્થ નથી માટે તમને મસ્તક નમાવી હું પ્રણામ કરૂં છું ૧૩

**चतुर्वेदमयी चिन्त्या चित्तचैतन्यदायिनी ॥**
**चतुराननपूज्या च शिरसा प्रणमाम्यहम् ॥१४॥**

હે લક્ષ્મી ! આપ ચાર વેદરૂપ છો તમે યોગીજનને ચેતન કરવા યોગ્ય છો તમારા પ્રસાદથી જ ચિત્તમાં ચૈત-ન્યતાનો સંચાર થાય છે જગત્પતિ બ્રહ્મા પણ આપની પૂજા

કરે છે માટે હે જનની! હું તમને મસ્તક નમાવી પ્રણામ કરૂ છુ. ૧૪

चैतन्यरूपिणी देवी चन्द्रकोटिसमप्रभा ॥
चन्द्रार्कनखरज्योतिर्लक्ष्मीदेवी नमाम्यहम् ॥१५।

હે દેવી! તમે ચૈતન્ય સ્વરૂપવાળા છો આપના દેહની કાંતિ કરોડ ચંદ્રમાની સમાન મનોહર છે તમારા હાથ પગની આંગળીઓનો પ્રકાશ ચંદ્ર સૂર્યની પ્રભાથી પણ અધિક દેદીપ્યમાન છે માટે તમને હુ નમસ્કાર કરૂ છુ ૧૫

चपला चतुराध्यक्षा चरमे गतिदायिनी ॥
चराचरेश्वरी लक्ष्मी शिरसा प्रणमाम्यहम् ॥१६

હે લક્ષ્મી દેવી! તમે સર્વદા એકસ્થાનમા સ્થિતિ કરી રહેતા નથી, આથી આપને ચપલા કહેવામા આવે છે આપ સર્વથી વધારે ચતુર છો. અંત કાળે કેવળતમે જ ગતિ આપવાવાળા છો તમે સંપૂર્ણ જીવોના અધીશ્વરી છો દેવી! હુ તમને મસ્તક નમાવી પ્રણામ કરૂ છુ ૧૬

छत्रचामरयुक्ता च छलचातुर्यनाशिनी ॥
छिद्रौघहारिणी मातः शिरसा प्रणमाम्यहम् ॥१७॥

હે જનની ! તમે શોભાયમાન છત્ર તથા ચામર વડે અત્યંત શોભા પામો છો છલ ચાતુર્ય સર્વ તમારા પ્રભાવથી નાશને પામે થઇ જાય છે તમે પાપસમૂહનો ધ્વંસ કરો છો, માટે મસ્તક નમાવી હું આપને પ્રણામ કરૂં છું ૧૭

जगन्माता जगत्कर्त्री जगदाधाररूपिणी ॥
जयप्रदा जानकी च शिरसा प्रणमाम्यहम् ॥ १८ ॥

હે જનની ! તમે જગતના માતા છો જગતના કર્તા-રૂપ છો તમે જગતના આધારરૂપ છો તમે જયને આપવા-વાળા છો તમે જાનકી સ્વરૂપે પૃથ્વી પર અવતાર લીધો હતો માટે આપને હું મસ્તક નમાવી પ્રણામ કરૂં છું ૧૮

जानकीशप्रिया त्वं हि जनकोत्सवदायिनी ॥
जीवात्मिनी च त्वं मातः शिरसा प्रणमाम्यहम् ॥१९॥

હે માતા ! તમે જાનકીપતિ રામચંદ્રજીના પત્ની છો.

આપ જનકને આનંદ આપવાવાળા છો તમે સર્વ જીવોના આત્મસ્વરૂપ છો. તેથી હું મસ્તક નમાવી આપને પ્રણામ કરું છું ૧૯

**झिञ्झीरवस्वना देवी झंझावातनिवारिणी ॥**
**झर्झरप्रियवाद्या च शिरसा प्रणमाम्यहम् ॥ २० ॥**

હે દેવી ! આપના કંઠનો સ્વર ઝંઝીરના ધ્વનિસમાન મધુર છે તમારા અનુગ્રહથી ઝંઝાવાયુની સમાન દુ:ખને દૂર કરી સરળતા-પૂર્વક ઉદ્ધાર મેળવી શકાય છે ઝર્ઝર ઝાંઝરી વાદ્યમાં આપને અનુરાગ છે હું શિર નમાવી આપને પ્રણામ કરું છું ૨૦

**टङ्कप्रदायिनी त्वं हि त्वञ्च ठङ्काररूपिणी ॥**
**ढक्कादिवाद्यप्रणया डम्फवाद्यविनोदिनी ॥**
**डमरुप्रणया मातः शिरसा प्रणमाम्यहम् ॥ २१ ॥**

હે માતા ! કેવળ તમે જ અર્થ આપવાવાળા છો તમે ઠકાર રૂપવાળા અર્થાત્ ચંદ્રમંડળના સરખા સ્વરૂપવાળા

છો હૃદ તથા ડમરુ વગાડવાથી આપને વિનોદ થાય છે હુ તમને મસ્તક નમાવી પ્રણામ કરૂ છુ ૨૧

तप्तकाञ्चनवर्णाभा त्रैलोक्यलोकतारिणी ॥
त्रिलोकजननी लक्ष्मीः शिरसा प्रणमाम्यहम् ॥२२॥

હે દેવી ! તમારો વર્ણ સુવર્ણની સમાન ઉજ્વળ છે તમે ત્રણ લોકને તારવાવાળા છો અને તમે ત્રણ લોકના માતારૂપ છો હુ આપને મસ્તક નમાવી પ્રણામ કરૂ છુ. ૨૨

त्रैलोक्यसुन्दरी त्वं हि तापत्रयनिवारिणी ॥
त्रिगुणधारिणी मातः शिरसा प्रणमाम्यहम् ॥ २३ ॥

હે માતા ! તમે ત્રિભુવનમા પરમ રૂપવતી છો. તમે ત્રણે તાપોનો નાશ કરોછો તમે સત્વ રજ તથા તમને ધારણ કરો છો માટે હુ મસ્તક નમાવી તમને પ્રણામ કરૂછુ ૨૩

त्रैलोक्यमङ्गला त्वं हि तीर्थमूलपदद्वया ॥
त्रिकालज्ञा त्राणकर्त्री शिरसा प्रणमाम्यहम् ॥२४॥

હે દેવી ! તમે ત્રણ ભુવનનું મંગળ કરવાવાળા છો તમારા ચરણયુગલમા સંપૂર્ણ તીર્થ વિરાજમાન રહે છે તમે ભૂત, ભવિષ્ય તથા વર્તમાન ત્રણ કાળને જાણવાવાળા છો તમે જીવોની રક્ષા કરવાવાળા છો માટે હુ મસ્તક નમાવ આપને પ્રણામ કરૂ છુ ૨૪

**दुर्गतिनाशिनी त्वं हि दारिद्र्यापद्विनाशिनी ॥**
**द्वारकावासिनी मातः शिरसा प्रणमाम्यहम् ॥२५।**

હે માતા ! આપત્તિમા ફસાયેલા જનોની દુર્ગતિને તથ દરિદ્રી મનુષ્યના દરિદ્રને તમે દૂર કરોછો તમે દ્વારકામ સ્થિતિ કરીને રહાછો. હું મસ્તક નમાવી તમને પ્રણા કરૂ છુ ૨૫

**देवतानां दुराराध्या दुःखशोकविनाशिनी ॥**
**दिव्याभरणभूषाङ्गी शिरसा प्रणमाम्यहम् ॥२६॥**

હે દેવી ! દેવલોક પણ આરાધના કરી અસત કષ્ટવ તમને પ્રાપ્ત થાય છે. તમે પ્રસન્ન થવાથી શોક દુઃ

સર્વનો નાશ કરો છો તમે દિવ્ય ભૂષણથી પરમ શોભાયમાન છો. હું તમને મસ્તક નમાવી પ્રણામ કરૂ છુ ૨૬

**दामोदरप्रिया त्वं हि दिव्ययोगप्रदर्शिनी ॥**
**दयामयी दयाध्यक्षी शिरसा प्रणमाम्यहम् ॥२७॥**

હે જનની ! તમે દામોદરની પ્રિયા છો તમારા પ્રસાદવડે દિવ્ય યોગ પ્રાપ્ત કરાય છે તમે દયામયી તથા દયાના અધ્યક્ષી છો હું મસ્તક નમાવી તમને પ્રણામ કરૂ છુ ૨૭

**ध्यानातीता धराध्यक्षी धनधान्यप्रदायिनी ॥**
**धर्मदा धैर्यदा मातः शिरसा प्रणमाम्यहम् ॥२८॥**

હે માતા ! તમે ધ્યાનથી પર છો તમે પૃથ્વીના અધ્યક્ષી છો. [તમે ભક્તને ધનધાન્ય આપો છો. તથા ધર્મ અને ધૈર્ય આપવાવાળા છો હું તમને મસ્તક નમાવી પ્રણામ કરૂ છુ ૨૮

**नवगोरोचना गौरी नन्दनन्दनगेहिनी ॥**
**नवयौवनचार्वङ्गी शिरसा प्रणमाम्यहम् ॥२९॥**

તમે નવા ગોરોચનની સમાન ગૌર વર્ણવાળા છો તમે નંદનંદન વ્રજેશ્વરના પ્યારી સ્ત્રી છો તમે નવા યૌવન વડે અત્યંત કાંતિમતી છો હું મસ્તક નમાવી તમને પ્રણામ કરૂં છું ૨૯

**नानारत्नादिभूषाढ्या नानारत्नप्रदायिनी ॥**
**नितम्बिनी नलिनाक्षी लक्ष्मीदेवी नमोऽस्तु ते॥३०॥**

હે લક્ષ્મી દેવી ! તમે અનેક રત્નાદિ ભૂષણવડે વિભૂષિત થઇ પરમ શોભા મેળવો છો તમે પ્રસન્ન થઇ વિવિધ રત્ન આપો છો તમે મોટા નિતંબવાળા છો તમારા નેત્ર કમળ-દળની સમાન શ્રેષ્ઠ છે તમને મારા નમસ્કાર છે ૩૦

**निधुवनप्रेमानन्दा निराश्रयगतिप्रदा ॥**
**निर्विकारा नित्यरूपा लक्ष्मीदेवी नमोस्तु ते ॥ ३१ ॥**

હે લક્ષ્મી દેવી ! નિધુવનમા વિહાર કરવાથી તમને પરમ આનંદ થાય છે તમે નિરાશ્રય માનને ગતિ આપવા-વાળા છો. તેમ વિકારરહિત તથા નિત્યરૂપિણી છો, તમને મારા નમસ્કાર છે. ૩૧

पूर्णानन्दमयी त्वं हि पूर्णब्रह्मसनातनी ॥
परा शक्तिः परा भक्तिर्लक्ष्मीर्देवी नमोऽस्तु ते॥३२॥

હે લક્ષ્મી દેવી ! તમે પૂર્ણાનન્દમયી તથા પૂર્ણબ્રહ્મસ્વરૂપિણી છો. તેમ પરમ શક્તિરૂપ તથા પરમ ભક્તિરૂપ છો માટે તમને મારા નમસ્કાર છે ૩૨

पूर्णचन्द्रमुखी त्वं हि परानन्दप्रदायिनी ॥
परमार्थप्रदा लक्ष्मीः शिरसा प्रणमाम्यहम् ॥ ३३ ॥

હે લક્ષ્મી ! તમારૂં મુખારવિંદ પૂર્ણ ચંદ્રમાસમા શોભાયમાન છે. તમે પરમ આનંદ તથા પરમાર્થને આપવાવાળા છો. તમને મસ્તક નમાવી હું પ્રણામ કરૂં છું. ૩૩

पुण्डरीकाक्षिणी त्वं हि पुण्डरीकाक्षगेहिनी ॥
पद्मरागधरा त्वं हि शिरसा प्रणमाम्यहम् ॥ ३४ ॥

હે જનની ! તમારા નેત્ર કમળના દળની સમાન શ્રેષ્ઠ છે. તમે પુંડરીકાક્ષ હરિની સ્ત્રી છો. તમે પદ્મરાગ મણિને

ધારણ કરી પરમ શોભાને પ્રાપ્ત થાઓ છો હું મસ્તક નમાવી તમને પ્રણામ કરૂં છું ૩૪

पद्मा पद्मासना त्वं हि पद्ममालाविधारिणी ॥
प्रणवरूपिणी मातः शिरसा प्रणमाम्यहम् ॥ ३५ ॥

હે માતા ! તમે કમલાસનપર વિરાજમાન રહો છો માટે તમારૂ નામ પદ્મા પાડ્યુ છે તમારા ગળામા અત્યત મનોહર કમળની માળા પડી રહી છે તમે ઓંકારરૂપિણી છો તમને મસ્તક નમાવી હુ પ્રણામ કરૂ છુ ૩૫

फुल्लेन्दुवदना त्वं हि फणिवेणीविमोहिनी ॥
फणिशायिप्रिया मातः शिरसा प्रणमाम्यहम् ॥३६॥

હે માતા ! તમારૂ મુખારવિંદ ઉદય પામતા ચંદ્રમાના કિરણોની સમાન નિર્મળ છે તમારા મસ્તકની વેણી સર્પની સમાન વિસ્તારિત થઇ અત્યત શોભા ધારણ કરે છે તમે ક્ષીરસાગરમા ફણિશય્યાપર શયન કરવાવાળા દેવના દેવ હરિની સ્ત્રી છો. હુ મસ્તક નમાવી તમને પ્રણામ કરૂં છું ૩૬

विश्वकर्त्री विश्वभर्त्री विश्वधात्री महेश्वरी ॥
विश्वाराध्या विश्ववासा लक्ष्मीदेवी नमोऽस्तु ते॥३७॥

હે લક્ષ્મી દેવી ! તમે વિશ્વને કરવાવાળા, વિશ્વનુ પાલન કરવાવાળા, વિશ્વને સરજનારા તથા સંપૂર્ણ જીવોના ઇશ્વરી છો. તમે વિશ્વમાં વાસ કરવાવાળા જીવોદ્વારા આરાધના કરવા યોગ્ય છો. તેમ વિશ્વમાં સર્વત્ર દેદીપ્યમાન રહો છો પરંતુ તેમાં લિપ્ત થતા નથી કારણ તમે વિશ્વની બહાર સ્થિતિ કરો છો. તમને મારા નમસ્કાર છે ૩૭

विष्णुप्रिया विष्णुशक्तिर्बीजमन्त्रस्वरूपिणी ॥
वरदा वाक्यसिद्धा च शिरसा प्रणमाम्यहम् ॥३८॥

હે દેવી ! તમે વિષ્ણુની પ્રિયા તથા વિષ્ણુની એકજ શક્તિ છો. તમે બીજમંત્રસ્વરૂપિણી, વરદાન દેવાવાળા તથા વાક્યસિદ્ધિયુક્ત છો હું મસ્તક નમાવી તમને પ્રણામ કરૂં છું. ૩૮

वेणुवाद्यविदा त्वं हि वंशीवाद्यविनोदिनी ॥
विद्युद्गौरी महादेवी लक्ष्मीदेवी नमोऽस्तु ते ॥ ३९ ॥

હે મહાદેવી ! હે લક્ષ્મીદેવી ! તમે વિજળીની સમાન ગૌર વર્ણવાળા છો. વેણુના નાદને જાણનારા છો, માટે બંસી વગાડવાથી તમારી પ્રીતિનો સંચાર થાય છે તમને મારા નમસ્કાર છે ૩૯

**भुक्तिमुक्तिप्रदा त्वं हि भक्तानुग्रहकारिणी ॥**
**भवार्णवत्राणकर्त्री लक्ष्मीदेवी नमोऽस्तु ते ॥ ४० ॥**

હે લક્ષ્મીદેવી ! તમે ભુક્તિ તથા મુક્તિ આપવાવાળા છો. તમે ભક્તજનના પર અનુગ્રહ કરવાવાળા છો. તમે આશ્રિત જનનો ભવસાગરમાંથી ઉદ્ધાર કરો છો તમને મારા નમસ્કાર છે ૪૦

**भक्तप्रिया भागीरथी भक्तमङ्गलदायिनी ॥**
**भयदाऽभयदात्री च लक्ष्मीदेवी नमोऽस्तु ते ॥ ४१ ॥**

હે જનની ! તમે ભક્તજનના પ્રતિ આંતરિક સ્નેહ પ્રકાશ કરો છો. તમે ભાગીરથીસ્વરૂપિણી છો. અને ભક્ત-જનનું કલ્યાણ કરવાવાળા છો. તમે દુષ્ટ મનુષ્યગણને ભય

દેખાડનારા છો, તથા શરણાગતને અભય આપો છો તમને મારા નમસ્કાર છે ૪૧

**मनोऽभीष्टप्रदा त्वं हि महामोहविनाशिनी ॥**
**मोक्षदा मानदात्री च लक्ष्मीदेवी नमोऽस्तु ते ॥४२॥**

હે લક્ષ્મી દેવી ! તમે મનોરથ પૂર્ણ કરો છો તથા મહા મોહનો વિનાશ કરો છો તમે મોક્ષ તથા સન્માન આપનારાં છો તમને મારા નમસ્કાર છે ૪૨

**महाधन्या महामान्या माधवमनोमोहिनी ॥**
**मुखराप्राणहन्त्री च लक्ष्मीदेवी नमोऽस्तु ते ॥४३॥**

હે લક્ષ્મીદેવી ! તમે કેવળ ધન્ય તથા કેવળ માનનીય છો તમે માધવના મનને મોહિત કર્યું છે. જે સ્ત્રીઓ બહુ બોલવાવાળી છે તેના તમે પ્રાણ હરણ કરો છો. તમને મારા નમસ્કાર છે ૪૩

**यौवनपूर्णसौंदर्या योगमाया युगेश्वरी ॥**
**युग्मश्रीफलवक्षाश्च लक्ष्मीदेवी नमोऽस्तु ते ॥ ४४ ॥**

હે લક્ષ્મી દેવી! તમે પૂર્ણ યૌવનસયુક્ત હોવાથી પરમ કાંતિ ધારણ કરી છે તમે મૂર્તિમન્ત યોગમાયા તથા યોગેશ્વરી છો. તમારા વક્ષ સ્થળમા શ્રીફળની સમાન પુષ્ટ તથા ઉંચા બે સ્તન શોભાયમાન છે તમને મારા નમસ્કાર છે ૪૪

**युग्माङ्गदाविभूषाढ्या युवतीनां शिरोमणिः ॥**
**यशोदासुतपत्नी च लक्ष्मीदेवी नमोऽस्तुते ॥ ४५ ॥**

હે દેવી ! તમારી બેઉ ભુજાઓમા બે બાજુબંધ રહેલા હોવાથી તમે પરમ વિભૂષિત છો. તમે સ્ત્રીઓના શિરના મણિ સ્વરૂપ છો. તમે યશોદાનંદની ભાર્યા છો. તમને મારા નમસ્કાર છે ૪૫

**रूपयौवनसम्पन्ना रत्नालङ्कारधारिणी ॥**
**राकेन्दुकोटिसौंदर्ये लक्ष्मीदेवी नमोऽस्तु ते ॥ ४६ ॥**

હે દેવી ! તમે પરમ રૂપવતી છો તથા યૌવનયુક્ત છો. તમે રત્નાલંકાર વડે વિભૂષિત હોવાથી પરમ શોભાને ધારણ કરો છો. તમારી કાંતિ કરોડ પૂર્ણ ચંદ્રમાની કાંતિથી પણ ઉજ્જવળ છે તમને મારા નમસ્કાર છે. ૪૬

रमा रामा रामपत्नी राजराजेश्वरी तथा ॥
राज्यदा राज्यहन्त्री च लक्ष्मीदेवी नमोऽस्तु ते ॥४७॥

હે લક્ષ્મી દેવી ! આપનુ રમા તથા રામા નામ છે તમે રામચન્દ્રજીના પત્ની જાનકી છો તમે રાજેશ્વરી છો, તમે પ્રસન્ન થઇ રાજ્ય આપો છો તથા તમે કુપિત થઇ રાજ્યનો વિનાશ કરો છો માટે તમને મારા નમસ્કાર છે. ૪૭

लीलालावण्यसम्पन्ना लोकानुग्रहकारिणी ॥
ललना प्रीतिदात्री च लक्ष्मीदेवी नमोऽस्तु ते ॥४८॥

હે લક્ષ્મી દેવી! તમે લીલા તથા લાવણ્યસમ્પન્ન છો તમે લોક પર અનુગ્રહ કરો છો સ્ત્રીઓ તમારા વડે પરમ પ્રીતિનો લાભ કરે છે તમને મારા નમસ્કાર છે. ૪૮

विद्याधरी तथा विद्या वसुदा त्वन्तु वन्दिता ॥
विन्ध्याचलवासिनी च लक्ष्मीदेवी नमोऽस्तु ते ॥४९॥

હે લક્ષ્મી દેવી! તમે વિદ્યારૂપ, વિદ્યાધરીરૂપ દાન આપવાવાળા તથા કેવળ વન્દન કરવા યોગ્ય છો. તમે વિન્ધ્યાચળ પર્વતમા વાસ કરોછો. તમને મારા નમસ્કાર છે. ૪૯

शुभकाञ्चनगौराङ्गी शङ्खकंकणधारिणी ॥
शुभदा शीलसंपन्ना लक्ष्मीदेवी नमोऽस्तु ते ॥ ५० ॥

હે લક્ષ્મી દેવી! તમે નિર્મળ કચનસમાન ગૌર વર્ણવાળા છો. તમારા હાથમા શખ તથા કકણ શોભે છે. તમે કલ્યાણને આપવાવાળા તથા શ્રેષ્ઠ ચરિતોથી યુક્ત છો. તમને મારા નમસ્કાર છે ૫૦

षट्चक्रभेदिनी त्वं हि षडैश्वर्यप्रदायिनी ॥
षोडशी वयसा त्वन्तु लक्ष्मीदेवी नमोऽस्तु ते ॥५१॥

હે લક્ષ્મી દેવી! તમે ષટ્ચક્રનુ ભેદન કરવાવાળા છો. તમે છ પ્રકારનુ ઐશ્વર્ય આપવાવાળા છો. તમે સોળ વર્ષની અવસ્થાવાળા સ્ત્રી છો. તમને મારા નમસ્કાર છે ૫૧

सदानन्दमयी त्वं हि सर्वसम्पत्तिदायिनी ॥
संसारतारिणी देवी शिरसा प्रणमाम्यहम् ॥ ५२ ॥

હે દેવી! તમે સદા આનદમયી છો. તમે સપૂર્ણ સપત્તિ આપવામા સમર્થ તથા અઘોર સસારમાથી તારી

શકે છે. હું મસ્તક નમાવી તમને પ્રણામ કરૂ છું. ૫૨

सुकेशी सुखदा देवी सुन्दरी सुमनोरमा ॥
सुरेश्वरी सिद्धिदात्री शिरसा प्रणमाम्यहम् ॥ ५३ ॥

હે દેવી! તમારા કેશ મનોહર છે તમે પરમસુંદરી તથા મનમોહિની છે. તમે દેવતાઓના ઇશ્વરી તથા તેમને સિદ્ધિ આપવાવાળા છે. તમારા અનુગ્રહથી સુખ પ્રાપ્ત થાય છે. માટે હું મસ્તક નમાવી તમને પ્રણામ કરૂંછું ૫૩

सर्वसंकटहन्त्री त्वं सत्यसत्वगुणान्विता ॥
सीतापतिप्रिया देवी शिरसा प्रणमाम्यहम् ॥५४ ॥

હે દેવી! તમે સંપૂર્ણ સંકટ દૂર કરો છો. તમે સત્ય પરાયણ તથા સત્વગુણશાળી છો. તમે જ સીતાપતિ શ્રીરામચંદ્રજીના પ્રિય પત્ની છે. હું મસ્તક નમાવી આપને પ્રણામ કરૂં છું ૫૪

हेमाङ्गिनी हास्यमुखी हरिमनविमोहिनी ॥
हरिपादाश्रया देवी शिरसा प्रणमाम्यहम् ॥ ५५ ॥

હે દેવી ! તમે તપેલા સુવર્ણની સમાન ગૌરવર્ણવાળા છો તમારૂ મુખ હાસ્યથી પ્રસન્ન છે તમે હરિનુ મન મોહિત કર્યુ છે તમારૂ ચિત્ત હરિચરણમા સર્વદા રહે છે હુ મસ્તક નમાવી તમને પ્રણામ કરૂ છુ ૫૫

**क्षेमंकरी क्षमादात्री क्षौमवासविधारिणी ॥**
**क्षीणमध्या च क्षेत्राङ्गी लक्ष्मीदेवी नमोऽस्तु ते ॥५६॥**

હે લક્ષ્મીદેવી! તમે કલ્યાણકરનારી, ક્ષમા આપવાવાળા તથા ક્ષૌમ અર્થાત્ રેશમી વસ્ત્ર ધારણ કરવાવાળા છો તમારી કમર પાતળી હોવાથી અત્યત શોભા ધારણ કરે છે તમારા અગોમા સર્વ તીર્થો વિરાજમાન છે માટે હુ મસ્તક નમાવી તમને પ્રણામ કરૂ છુ ૫૬

**॥ श्रीशङ्कर उवाच ॥**

**अकारादिक्षकारान्तं लक्ष्मीदेव्याः स्तवं शुभम् ॥**
**पठितव्यं प्रयत्नेन त्रिसन्ध्यञ्च दिने दिने ॥ ५७ ॥**

શ્રી મહાદેવજી બોલ્યા —હે પાર્વતી ! તમારા પૂછવા

પ્રમાણે મે લક્ષ્મીમાહાત્મ્ય તથા અકારથી લઇ ળકાર સુધીના વર્ણમય લક્ષ્મીસ્તોત્રનુ વર્ણન કર્યુ આ કલ્યાણ આપવા વાળા સ્તોત્રનો દરરોજ ત્રણે સંધ્યાસમયે યત્નસહિત પાઠ કરવો જોઇએ ૫૭

पूजनीया प्रयत्नेन कमला करुणामयी ॥
वाञ्छाकल्पलता साक्षाद्भुक्तिमुक्तिप्रदायिनी ॥ ५८ ॥

જે ઇચ્છિત ફળ આપવામા સાક્ષાત્ કલ્પલતા સમાન છે અને જે ભુક્તિ તથા મુક્તિ આપે છે તે કરૂણામયી લક્ષ્મીનુ પૂજન કરવું જોઇએ. ૫૮

इदं स्तोत्रं पठेद्यस्तु शृणुयाच्छ्रावयेदपि ॥
इष्टसिद्धिर्भवेत्तस्य सत्यं सत्यं हि पार्वति ॥ ५९ ॥

હે પાર્વતી ! જે મનુષ્ય આ લક્ષ્મીસ્તોત્રનો પાઠ કરે છે અથવા સાભળે છે, અથવા બીજા મનુષ્યને સંભળાવે છે તેના નિ:સંદેહ સર્વ મનોરથ સિદ્ધ થાય છે ૫૯

इदं स्तोत्रं महापुण्यं यः पठेद्भक्तिसंयुतः ॥
तञ्च दृष्ट्वा भवेन्मूको वादी सत्यं न संशयः ॥ ६० ॥

હે ગૌરી! જે મનુષ્ય ભક્તિપૂર્વક આ પવિત્ર સ્તોત્રનો પાઠ કરે છે તેના દર્શનમાત્રથી જ મૂગો બોલવાની શક્તિને પામે છે એમા સદેહ નથી ૬૦

**शृणुयाच्छ्रावयेद्यस्तु पठेद्वा पाठयेदपि ॥**
**राजानो वशमायान्ति तं दृष्ट्वा गिरिनन्दिनि ॥ ६१ ॥**

હે ગિરિનદિની પાર્વતી! જે મનુષ્ય આ સ્તોત્રનુ શ્રવણ કરે છે, બીજાને સભળાવે છે, બીજાને ભણાવે છે અથવા પોતે ભણે છે તેના દર્શનમાત્રથી જ રાજાઓ વશ થઇ જાય છે ૬૧

**तं दृष्ट्वा दुष्टसंघाश्च पलायन्ते दिशो दश ॥**
**भूतप्रेतग्रहा यक्षा राक्षसाः पन्नगादयः ॥**
**विद्रवन्ति भयार्त्ता वै स्तोत्रस्यापि च कीर्तनात् ॥६२॥**

વળી જે મનુષ્ય આ લક્ષ્મીસ્તોત્રનુ કીર્તન કરે છે, તેના કેવળ જોવામાત્રથી જ દુષ્ટ ગણો દશે દિશામા નાશી જાય છે તેમજ ભૂત, પ્રેત, ગ્રહ, યક્ષ, રાક્ષસ, સર્પ ઇત્યાદિ પણ સર્વ ડરી જઇ નાશી જાય છે એમા સદેહ નથી. ૬૨

सुराश्च असुराश्चैव गन्धर्वाकिन्नरादयः ॥
पणमन्ति सदा भक्त्या तं दृष्ट्वा पाठकं मुदम् ॥६३॥
धनार्थी लभते चार्थं पुत्रार्थी च सुतं लभेत् ॥
राज्यार्थी लभते राज्यं स्तवराजस्य कीर्तनात् ॥६४॥

જે મનુષ્ય સર્વ સ્તોત્રોમાં શ્રેષ્ઠ એવા આ સ્તોત્રનો પાઠ કરે છે તેને દેવતા, ગંધર્વ, કિન્નર વગેરે સર્વ જોતાંજ આનન્દિત થઇ ભક્તિ સહિત પ્રણામ કરે છે આ અત્યુત્તમ સ્તોત્રનું કીર્તન કરવાથી ધનની ઇચ્છા કરવાવાળો ધન, પુત્રની ઇચ્છા કરવાવાળો પુત્ર, તથા રાજ્યની ઇચ્છા કરનારો રાજ્ય મેળવી શકે છે ૬૩-૬૪

ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वङ्गनागमः ॥
महापापोपपापश्च तरन्ति स्तवकीर्तनात् ॥ ६५ ॥

બ્રહ્મહત્યા, મદ્યપાન, ચોરી, ગુરૂસ્ત્રીગમન, મહાપાતક તથા ઉપપાતક એ સર્વ પાપોથી મનુષ્યનો આ સ્તવનના પાઠ વડે છૂટકારો થઇ જાય છે. ૬૫

गद्यपद्यमयी वाणी वदनात्तु प्रजायते ॥
अष्टसिद्धिमवाप्नोति लक्ष्मीस्तोत्रस्य कीर्तनात् ॥६६॥

આ લક્ષ્મીસ્તોત્રનુ કીર્તન કરવાથી એનો પાઠ કરનારના મુખમાંથી એની મેળેજ ગદ્ય તથા પદ્યમયી વાણી ઉત્પન્ન થયા કરે છે, તથા એનું એ કીર્તન કરનારો આઠ પ્રકારની સિદ્ધિને મેળવે છે ૬૬

वन्ध्या चापि लभेत्पुत्रं गर्भिणी प्रसवेत्सुतम् ॥
पठनात्स्मरणात्सत्यं वच्मि ते गिरिनन्दिनि ॥६७॥

હે ગિરિનદિની ! હુ તમને સત્ય કહુ છુ કે આ સ્તોત્રનો પાઠ કરવાથી અથવા એનું શ્રવણ કરવાથી વંધ્યા સ્રીને પુત્રપ્રાપ્તિ થાય છે તથા ગર્ભવતી સ્રીને પણ શ્રેષ્ઠ પુત્રને જન્મ આપે છે ૬૭

भूर्जपत्रे समालिख्य रोचनाकुंकुमेन तु ॥
भक्त्या संपूजयेद्यस्तु गन्धपुष्पाक्षतैस्तथा ॥ ६८ ॥
धारयेद्दक्षिणे बाहौ पुरुषः सिद्धिकाङ्क्षया ॥
योषिद्वामभुजे धृत्वा सर्वसौख्यमयी भवेत् ॥ ६९ ॥

જે પુરુષને સિદ્ધિ મેળવવાની ઇચ્છા હોય તે આ સ્તોત્રને ભોજપત્ર પર કુંકુવડે લખી ગંધપુષ્પાદિથી એની ભક્તિસહિત પૂજા કરી જમણા હાથમા ધારણ કરે, તો તે સિદ્ધિ મેળવે છે તથા સ્ત્રીઓ ડાબા હાથે ધારણ કરે તો તે સંપૂર્ણ સુખી થાય છે

**विषं निर्विषतां याति अग्निर्याति च शीतताम् ॥**
**शत्रवो मित्रतां यान्ति स्तवस्यास्य प्रसादतः ॥७०॥**

આ સ્તવરાજના પ્રભાવવડે વિષમા નિર્વિષતા, અગ્નિમા શીતલતા તથા શત્રુગણોમા મિત્રતા પ્રાપ્ત થાય છે ૭૦

**बहुना किमिहोक्तेन स्तवस्यास्य प्रसादतः ॥**
**वैकुण्ठे च वसेन्नित्यं सत्यं वच्मि सुरेश्वरि ॥ ७१ ॥**

હે પાર્વતી ! આથી અધિક માહાત્મ્ય બીજુ હુ શુ વર્ણન કરૂ ? એ સ્તોત્રના પ્રસાદથી અંત સમયે મનુષ્યનો વૈકુંઠ ધામમા નિત્ય વાસ થાય છે એમા સંદેહ નથી. ૭૧

**इति रुद्रयामले हरपार्वतीसंवादे अकारादिक्षकारान्त-वर्णग्रथितं श्रीमहालक्ष्मीस्तोत्रं समाप्तम्**

**ઇતિ મહાલક્ષ્મીસ્તોત્રમ.**

# ॥ श्रीरामरक्षा प्रारभ्यते ॥

---

चरितं रघुनाथस्य शतकोटिप्रविस्तरम् ॥
एकैकमक्षरं पुंसां महापातकनाशनम् ॥ १ ॥

શ્રી રામચંદ્રજીનું ચરિત્ર ( રામાયણ ) શતકોટિ ( ૧૦૦ કરોડ )ના વિસ્તારવાળું છે અને તેનો એકેક અક્ષર પુરૂષોના મોટા પાપો નાશ કરવાની શક્તિ ધરાવે છે ૧

ध्यात्वा नीलोत्पलश्यामं रामं राजीवलोचनम् ॥
जानकीलक्ष्मणोपेतं जटामुकुटमंडितम् ॥ २ ॥
सासितूणधनुर्बाणपाणिं नक्तंचरान्तकम् ॥
स्वलीलया जगत्त्रातुमाविर्भूतमजं विभुम् ॥ ३ ॥
रामरक्षां पठेत्प्राज्ञः पापघ्नीं सर्वकामदाम् ॥

ધ્યાન (પઠન) પુરૂષે નીલોત્પલ જેવા શ્યામ સ્વરૂપવાળા, કમળ જેવા નેત્રવાળા, શ્રીજાનકી તથા લક્ષ્મણ સહવર્તમાન,

જટારૂપ મુગટથી શોભિતા, જેમના હાથમાં તરવાર સહિત ભાલા તથા ધનુષ્ય અને બાણ છે એવા, રાક્ષસોનો નાશ કરનાર, અજન્મા, સર્વસમર્થ અને પોતાની લીલા વડે જગતના રક્ષણ માટે પ્રકટ થયેલા એવા શ્રીરામચન્દ્રજીનુ ધ્યાન ધરીને પછી પાપનાશક તથા સર્વ મનોરથની પૂરક એવી આ "રામરક્ષા"નો પાઠ કરવો ૨-૩

**शिरो मे राघवः पातु भालं दशरथात्मजः ॥ ४ ॥**

**कौसल्येयो दृशौ पातु विश्वामित्रप्रियः श्रुती ॥**

**घ्राणं पातु मखत्राता मुखं सौमित्रिवत्सलः ॥ ५ ॥**

રાઘવ (રઘુવંશમાં પ્રકટેલા) મારા માથાની અને દશરથ રાજાના પુત્ર મારા કપાળની રક્ષા કરે કૌશલ્યાના પુત્ર મારી આંખોની અને વિશ્વામિત્રના પ્યારા મારા કાનની રક્ષા કરો યજ્ઞરક્ષક મારા નાકનુ અને સુમિત્રાના પુત્ર શ્રીલક્ષ્મણ તથા શત્રુઘ્ન ઉપર વાત્સલ્યભાવ રાખનાર મારા મુખની રક્ષા કરો ૪–૫

**जिह्वां विद्यानिधिः पातु कण्ठं भरतवन्दितः ॥**
**स्कन्धौ दिव्यायुधः पातु भुजौ भग्नेशकार्मुकः ॥ ६ ॥**

વિદ્યાના ભંડાર મારી જીભની અને ભરતજીએ જેમને વંદન કર્યું છે એવા મારા ગળાની રક્ષા કરો. દેવતાઇ હથિયારને ધારણ કરનાર મારા ખભાઓની અને શ્રીશિવજીના ધનુષ્ય (¹પિનાક) ને ભાગનાર મારા ભુજોની રક્ષા કરો. ૬

**करौ सीतापतिः पातु हृदयं जामदग्न्यजित् ॥**
**मध्यं पातु खरध्वंसी नाभिं जाम्बवदाश्रयः ॥ ७ ॥**

શ્રીસીતાના પતિ મારા *કરાની અને જમદગ્નિના પુત્ર શ્રી પરશુરામને જીતનાર મારા હૃદયની રક્ષા કરો. ખર દૈત્યને મારનાર મારા મધ્ય ભાગની અને જાંબુવાનના શરણસ્થાન મારી નાભિ (ડુંટી) ની રક્ષા કરો. ૭

---

૧ શ્રીશિવનું પિનાક, શ્રીવિષ્ણુનું શાર્ઙ્ગ અને અર્જુનનું ગાંડિવ એ એમ બધાં મળી ૩ ધનુષ્ય સુપ્રસિદ્ધ છે.
* ખભાથી કોણી સુધીના હાથને ભુજ અને કોણીથી નીચેના હાથને કર કહે છે.

सुग्रीवेशः कटीं पातु सक्थिनी हनुमत्प्रभुः ॥
ऊरू रघूत्तमः पातु रक्षःकुलविनाशकृत् ॥ ८ ॥

સુગ્રીવ વાનરના ઇશ મારી કેડની અને હનુમાનના પ્રભુ મારા સાથળની રક્ષા કરો. રઘુકુળમાં ઉત્તમ અને રાક્ષસના કુલનો નાશ કરનાર મારા ઊરૂની રક્ષા કરો ૮

जानुनी सेतुकृत्पातु जङ्घे दशमुखान्तकः ॥
पादौ विभीषणश्रीदः पातु रामोऽखिलं वपुः ॥ ९ ॥

સમુદ્ર પર સેતુ (પૂલ) બાંધનાર મારા ગોઠણની અને દશમુખ (રાવણ)નો નાશ કરનાર મારી જાંઘની રક્ષા કરો, વિભીષણને શ્રી (રાજ્યરૂપી લક્ષ્મી) આપનાર મારા બે પગોની અને શ્રીમ.ામચંદ્રજી મારા સંપૂર્ણ શરીરની રક્ષા કરો ૯

एतां रामबलोपेतां रक्षां यः सुकृती पठेत् ॥
स चिरायुः सुखी पुत्री विजयी विनयी भवेत् ॥१०॥

જે સુકૃતી (પુણ્યશાળી)આ રામના બળવાળી રક્ષાનો

પાઠ કરે છે તે લાંબા આયુષ્યવાળો, સુખી, પુત્રવાન, વિજય મેળવનાર તથા નમ્રતાવાળો થાય છે ૧૦

पातालभूतलव्योमचारिणश्छद्मचारिणः ॥
न द्रष्टुमपि शक्तास्ते रक्षितं रामनामभिः ॥ ११ ॥

શ્રીરામચંદ્રજીના જુદા જુદા નામોથી જેની રક્ષા થઈ છે, તેના સામે આંખ કાઢવાને પણ પાતાલ (વાસી નાગો), ભૂતલ (પૃથ્વી ઉપર રહેનાર પ્રાણીઓ) તથા વ્યોમ (આકાશ) મા ફરનારા ગુપ્તવેશધારી દેવ દૈત્યો પણ સમર્થ થતા નથી ૧૧

रामेति रामभद्रेति रामचन्द्रेति वा स्मरन् ॥
नरो न लिप्यते पापैर्भुक्तिं मुक्तिं च विन्दति ॥१२॥

રામ, રામભદ્ર અથવા રામચંદ્ર એ નામોથી જે ભગવાનનું સ્મરણ કરે છે તે માણસ પાપથી લેપાતો નથી એટલુ જ નહિ પણ ભોગ તથા મોક્ષને પામે છે ૧૨

जगज्जैत्रैकमन्त्रेण रामनाम्नाभिरक्षितम् ॥
यः कण्ठे धारयेत्तस्य करस्थाः सर्वसिद्धयः ॥ १३ ॥

જગતને જીતનાર એવા રામના નામરૂપ એક મંત્રવડે જેમાં રક્ષા કરવામાં આવી છે એવું આ સ્તોત્ર જે પાઠે રાખે છે તેના હાથમાં સર્વ સિદ્ધિયો આપોઆપ આવી મળે છે ૧૩

वज्रपञ्जरनामेदं यो रामकवचं स्मरेत् ॥
अव्याहताज्ञः सर्वत्र लभते जयमङ्गलम् ॥ १४ ॥

વજ્રપંજર નામક આ રામકવચને જે સંભારે છે તે નિર્ભય જ્ઞાનવાન્ થઈ સર્વત્ર વિજય તથા શ્રયને મેળવે છે ૧૪

आदिष्टवान् यथा स्वप्ने रामरक्षामिमां हरः ॥
तथा लिखितवान् प्रातः प्रबुद्धो बुधकौशिकः ॥१५॥

શ્રી હર ( મહાદેવજી ) એ સ્વપ્નમાં આવીને જે પ્રમાણે આ "રામરક્ષા" કહી તેજ પ્રમાણે સવારે જાગતાવેત જ પંડિત એવા કૌશિકે ( વિશ્વામિત્રઋષિએ ) તે લખી લીધી છે. ૧૫

आरामः कल्पवृक्षाणां विरामः सकलापदाम् ॥
अभिरामस्त्रिलोकानां रामः श्रीमान्स नः प्रभुः॥१६॥

સર્વ કલ્પવૃક્ષોના આરામ (બગીચા) રૂપ, સઘળી આપત્તિયોને હરનાર, તથા સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ ત્રણે લોકને આનંદ આપનાર શ્રીમાન્ રામચંદ્ર અમારા પ્રભુ (ઇશ્વર) છે ૧૬

तरुणौ रूपसम्पन्नौ सुकुमारौ महाबलौ ॥
पुण्डरीकविशालाक्षौ चीरकृष्णाजिनाम्बरौ ॥ १७ ॥
फलमूलाशिनौ दान्तौ तापसौ ब्रह्मचारिणौ ॥
पुत्रौ दशरथस्यैतौ भ्रातरौ रामलक्ष्मणौ ॥ १८ ॥
शरण्यौ सर्वसत्त्वानां श्रेष्ठौ सर्वधनुष्मताम् ॥
रक्षःकुलनिहन्तारौ त्रायेतां नो रघूत्तमौ ॥ १९ ॥

બે યુવાનો, સ્વરૂપવાનો, સુકોમળ અંગવાળા, મહા બળવાન્, કમળસરખા વિશાળ નેત્રવાળા કાળિયાર મૃગના

ચામડાના વસ્ત્ર ધરનારા, ફળ મૂળનો આહાર કરનારા, ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા, તપસ્વી અને બ્રહ્મચારી એવા શ્રીમાન્ દશરથ રાજાના બે પુત્રો ભાઇઓ શ્રીરામ અને લક્ષ્મણ કે જે સર્વ પ્રાણીઓને શરણે જવા યોગ્ય, સર્વ ધનુર્ધારીઓમા શ્રેષ્ઠ અને રાક્ષસોના કુળનું નિકંદન કરનારા છે તે રઘુવંશના બે ઉત્તમ પુરૂષો અમારી રક્ષા કરો ૧૭-૧૯

आत्तसज्जधनुषाविषुस्पृशा-
वक्षयाशुगनिषङ्गसङ्गिनौ ॥
रक्षणाय मम रामलक्ष्मणा-
वग्रतः पथि सदैव गच्छताम् ॥ २० ॥

ઉઠાવીને સજ્જ કરેલા ધનુષ્યવાળા, બાણોનો સ્પર્શ કરનારા અને અખૂટ બાણો જેમા ભર્યાં છે એવા ભાથા જેમની સાથે છે એવા શ્રીરામ લક્ષ્મણ મારા રક્ષણ માટે સદૈવ મારા માર્ગમા આગળ વધો. ૨૦

सन्नद्धः कवची खड्गी चापबाणधरो युवा ॥
गच्छन्मनोरथोऽस्माकं रामः पातु सलक्ष्मणः ॥२१॥

કવચ ( બખ્તર ) પહેરી તૈયાર થએલા, તરવારધારી, ધનુષ્યબાણને ધરનારા, યુવાન તથા શ્રી લક્ષ્મણજીને સાથે લઈને ચાલતા શ્રી રામચંદ્ર અમારા મનોરથને પૂર્ણ કરો ૨૧

रामो दाशरथि शूरो लक्ष्मणानुचरो बली ॥
काकुत्स्थः पुरुष पूर्णः कौसल्येयो रघूत्तमः ॥ २२ ॥

દશરથ રાજાના પુત્ર, શૂરવીર, લક્ષ્મણ જેમની પાછળ ચાલે છે એવા, બલવાન સૂર્યવંશી, પૂર્ણ પુરૂષોત્તમ, કૌશલ્યાના કુમાર અને રઘુકુળમાં ઉત્તમ એવા શ્રી રામ છે ૨૨

वेदान्तवेद्यो यज्ञेशः पुराणपुरुषोत्तमः ॥
जानकीवल्लभः श्रीमानप्रमेयपराक्रमः ॥ २३ ॥

વેદાંત ( ઉપનિષદો ) થી જાણી શકાય એવા, યજ્ઞના ઈશ્વર ( ભોક્તા ), પુરાણપુરૂષોમાં ઉત્તમ, શ્રી સીતાના પ્રાણ પ્યારા સૌન્દર્યવાળા તથા જેનું પરાક્રમ અગોચર છે એવા શ્રી રામચંદ્રજી છે ૨૩

इत्येतानि जपन्नित्यं मद्भक्तः श्रद्धयान्वितः ॥
अश्वमेधाधिकं पुण्यं संप्राप्नोति न संशयः ॥ २४ ॥

એ પ્રમાણે સમજીને જે મારો ભક્ત શ્રદ્ધાપૂર્વક આનો નિરંતર જપ કરે છે, તેને નિસંદેહ અશ્વમેધ યજ્ઞ કરતા પણ અધિક પુણ્ય મળે છે ૨૪

रामं दूर्वादलश्यामं पद्माक्षं पीतवाससम् ॥
स्तुवन्ति नामभिर्दिव्यैर्न ते संसारिणो नराः ॥२५॥

દુર્વાના પાંદડા જેવા શ્યામવર્ણવાળા, કમલલોચન અને પીતામ્બરધારી શ્રી રામચંદ્રની જેઓ દિવ્ય નામોથી સ્તુતિ કરે છે તેઓ સંસારી નરો નથી, અર્થાત્ અહંતા મમતારૂપી ભવસાગરમાં ડુબતા નથી. ૨૫

रामं लक्ष्मणपूर्वजं रघुवरं सीतापतिं सुन्दरं
काकुत्स्थं करुणार्णवं गुणनिधिं विप्रप्रियं धार्मिकम् ॥

राजेन्द्रं सत्यसंधं दशरथतनयं श्यामलं शान्तमूर्तिम्
वन्दे लोकाभिरामं रघुकुलतिलकं राघवं रावणारिम् २६

શ્રી લક્ષ્મણજીના મોટાભાઇ, રઘુવંશમાં શ્રેષ્ઠ, જાનકી-નાથ, સુંદર, સૂર્યવંશોત્પન્ન, કૃપાના સમુદ્ર, ગુણના ભંડાર, ધાર્મિક બ્રાહ્મણો જેમને પ્રિય છે એવા, રાજાઓના ઇંદ્ર, સત્યના સમુદાય, દશરથના પુત્ર, શ્યામ, શાંતમૂર્તિ, લોકોને આનંદ દેનાર, રઘુકુલમાં તિલક, રઘુવંશી, અને રાવણના શત્રુ એવા શ્રીરામચંદ્રને હું વંદન કરૂં છું ૨૬

रामाय रामभद्राय रामचन्द्राय वेधसे ॥
रघुनाथाय नाथाय सीतायाः पतये नमः ॥ २७ ॥

રામ, રામભદ્ર, રામચંદ્ર, વિધાતારૂપ શ્રીવિષ્ણુ, રઘુ-કુળના નાયક, શ્રી નાથ અને સીતાના પતિ એવા શ્રી રામ-ચંદ્રને પ્રણામ હો ! ૨૭

श्रीराम राम रघुनंदन राम राम
श्रीराम राम भरताग्रज राम राम ॥

श्रीराम राम रणकर्कश राम राम
श्रीराम राम शरणं भव राम राम ॥ २८ ॥

હે શ્રી રામ! રામ! રઘુનંદન! રામ! રામ! શ્રી રામ! રામ! ભરતાગ્રજ (ભરતના મોટા ભાઈ) રામ! રામ! શ્રી રામ! રામ! રણકર્કશ (યુદ્ધમાં અડગ) રામ! રામ! શ્રી રામ! રામ! રામ! રામ! આપ મારું શરણું થાઓ! ૨૮

श्रीरामचन्द्रचरणौ मनसा स्मरामि
श्रीरामचन्द्रचरणौ वचसा गृणामि ॥
श्रीरामचन्द्रचरणौ शिरसा नमामि
श्रीरामचन्द्रचरणौ शरणं प्रपद्ये ॥ २९ ॥

શ્રી રામચંદ્રના ચરણોને હું મનથી સંભારું છું, શ્રી રામચંદ્રના ચરણો હું વાણીથી ઉચ્ચારું છું, શ્રી રામચંદ્રના ચરણોમાં હું સાષ્ટાંગ* દંડવત્ કરું છું અને શ્રી રામચંદ્રના

---

* शिरसा उरसा दृष्ट्या मनसा वचसा तथा ।
पद्भ्यां कराभ्यां जानुभ्यां प्रणामोऽष्टांग उच्यते ॥

ચરણોનું હું શરણ ધારૂં છું ૨૯

माता रामो मत्पिता रामचन्द्र
स्वामी रामो मत्सखा रामचन्द्रः ॥
सर्वस्वं मे रामचन्द्रो दयालु-
र्नान्यं जाने नैव जाने न जाने ॥ ३० ॥

મારી માતા ( પોષક ) રામ છે, મારા પિતા ( ભયટાલક ) રામચંદ્ર છે, મારા સ્વામી ( નિયામક ) રામ છે, મારા સખા ( હિતકર્તા મિત્ર ) રામચંદ્ર છે મતલબ કે મારૂં સર્વસ્વ દયાળુ રામચન્દ્ર જ છે, બીજાને હું જાણતો નથી અને ઓળખતો પણ નથી + ૩૦

મસ્તક, છાતી, દૃષ્ટિ, મન, વચન, ચરણ, હાથો અને ગોઠણ એ આઠ અંગથી જે પ્રણામ કરવા તે સાષ્ટાંગ કહેવાય છે

---

+ આવી વૃત્તિ ચિત્તની રહે ત્યારેજ અન્યાશ્રય ન થાય.

दक्षिणे लक्ष्मणो यस्य वामे च जनकात्मजा ॥
पुरतो मारुतिर्यस्य तं वन्दे रघुनन्दनम् ॥ ३१ ॥

જેમની જમણી બાજે શ્રી લક્ષ્મણ છે, ડાબે પડખે શ્રી જાનકીજી છે અને જેમની આગળ શ્રી હનુમાનજી છે તે રઘુનંદનને હું વંદન કરું છું ૩૧

लोकाभिरामं रणरङ्गधीरं
राजीवनेत्रं रघुवंशनाथम् ॥
कारुण्यरूपं करुणाकरं तं
श्रीरामचन्द्रं शरणं प्रपद्ये ॥ ३२ ॥

લોકોને આનંદ આપનાર, રણસંગ્રામમાં ધીર, કમલના પત્ર સરખા નેત્રવાળા, રઘુવંશના નાયક, દયાની મૂર્તિ અને કરુણાળુ એવા તે શ્રી રામચંદ્રનો હું આશ્રય લઉં છું ૩૨

मनोजवं मारुततुल्यवेगं
जितेन्द्रियं बुद्धिमतां वरिष्ठम् ॥

वातात्मजं वानरयूथमुख्यं
श्रीरामदूतं शरणं प्रपद्ये ॥ ३३ ॥

મનના જેવા વેગવાળા વાયુ જેવી ગતિવાળા, ઇન્દ્રિયોને જીતનાર, બુદ્ધિમાન્ પુરૂષોમાં વખણાયેલા, વાયુના પુત્ર, અને વાનરસેનાના અધિપતિ એવા શ્રી રામચંદ્રજીના દૂત[1] (શ્રી હનુમાનજી)ને હું શરણે જાઉં છું ૩૩

कूजन्तं रामरामेति मधुरं मधुराक्षरम् ॥
आरुह्य कविताशाखां वन्दे वाल्मीकिकोकिलम् ॥३४॥

કાવ્યરૂપી કલ્પવૃક્ષની શાખા ઉપર બેસીને મનોહર મધુર "શ્રી રામ ! શ્રી રામ !" એવી રીતે ઉચ્ચાર કરતા વાલ્મીકિ ઋષિરૂપ પુરુષ કોયલને હું નમસ્કાર કરૂં છું ૩૪

आपदामपहर्तारं दातारं सर्वसम्पदाम् ॥
लोकाभिरामं श्रीरामं भूयोभूयो नमाम्यहम् ॥ ३५ ॥

---

૧ દૂત દ્વારા મેલાપ થાય છે મતલબ કે ભક્તના સંગથી જ ભગવાનનો મેલાપ થાય છે.

આપદાઓને હરનારા, સર્વ સંપત્તિયોને દેનારા તથા લોકોને આનંદ આપનારા શ્રી રામચંદ્રજીને હું વારંવાર પ્રણામ કરૂં છું ૩૫

भर्जनं भवबीजानां मार्जनं सुखसम्पदाम् ॥
तर्जनं यमदूतानां रामरामेति गर्जनम् ॥ ३६ ॥

ભવ ( સંસાર ) ના બીજને બાળનાર, ( જન્મ મરણના કારણોનો નાશ કરનાર), સુખ અને સંપત્તિયોને વધારી ઉજ્વળ કરનાર તથા યમના દૂતોને તરછોડનાર " શ્રી રામ ! શ્રી રામચંદ્ર " એ પ્રમાણેની ગર્જના છે ૩૬,

रामो राजमणिः सदा विजयते रामं रमेशं भजे
रामेणाभिहता निशाचरचमू रामाय तस्मै नमः ॥
रामान्नास्ति परायणं परतरं रामस्य दासोस्म्यहं
रामे चित्तलय सदा भवतु मे भो राम मामुद्धर ।३७।

રાજાઓમા ચુડામણિ શ્રી રામ નિરંતર જય પામે છે. રમા ( સીતા ) પતિ શ્રી રામને હું ભજું છું. જે રામે રાક્ષ-

મોની સેનાનો સંહાર કર્યો છે તે રામને હું નમું છું શ્રી રામથી પરતર (ઉત્તમોત્તમ) બીજી ગતિ નથી રામનો હું દાસ છુ. રામમા સદા મારા ચિત્તનો લય થજો. હે રામ! મારો ઉદ્ધાર કરો × ૩૭

**राम रामेति रामेति रमे रामे मनोरमे ॥**
**सहस्रनाम तत्तुल्यं रामनाम वरानने॥ ३८ ॥**

હે વરાનને! (સુમુખી પાર્વતી!) રામ! રામ! રામ! એમ વારવાર જપતા મારૂ મનમનોહર રામમા રમે છે એક રામ નામ બીજા હજાર નામની સમાન છે. અથવા વિષ્ણુસહસ્રનામના જપની તુલ્ય એક રામનામનું ફળ છે ૩૮

---

× આ શ્લોકમા આઠે કારક (વિભક્તિઓ) રામનામને લાગુ પાડી છે

**इति श्रीबुधकौशिकविरचितं श्रीरामरक्षास्तोत्रं सम्पूर्णम्.**

# ॥ अष्टादशश्लोकी गीता ॥

## ॥ अर्जुन उवाच ॥

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ॥
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥ १ ॥

વળી હે કેશવ ! હું અપશુકનો જોઉં છું અને યુદ્ધમાં સગા સહોદરને હણીને હું કંઈ પણ શ્રેય જોતો નથી ૧-૩૧*

योगस्थः कुरु कर्माणि सङ्गं त्यक्त्वा धनंजय ॥
सिद्ध्यासिद्ध्यो: समो भूत्वा समत्वं योग उच्यते ।२।

હે ધનંજય (શત્રુના ધનને જીતનાર !)! યોગમાં રહી સંગ, (આસક્તિ) છોડી, સિદ્ધિ અને અસિદ્ધિમાં સમચિત્ત થઈને કર્મો કર કારણ સમાન વૃત્તિને જ યોગ કહે છે ૨-૪૮.

---

*આ શ્લોકો મૂળ ગીતામાં કયે સ્થળે છે તે દર્શક અધ્યાય તથા શ્લોકના આંકડા દરેક શ્લોકના અર્થને છેડે મૂકયા છે.

कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ॥
इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ ३ ॥

જે કર્મેન્દ્રિયોને કબજે કરી મનથી વિષયોને સંભારતો રહે છે તે વિમૂઢાત્મા (જેનું મન સાવ મૂઢ થઈ ગયું છે એવો) મિથ્યાચારી કહેવાય છે ૩-૬.

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ॥
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥ ४ ॥

શ્રદ્ધાવાન્, તત્પર અને ઇંદ્રિયોનો સંયમ કરનાર જ્ઞાન પામે છે અને જ્ઞાન પામીને તુરત જ પરમ શાન્તિ (મોક્ષ) મેળવે છે ૪-૩૯

यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ॥
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥ ५ ॥

ઇંદ્રિય, મન અને બુદ્ધિને સંયમનાર, (સ્વાધીન રાખનાર), મોક્ષપરાયણ, ઇચ્છા, ભય અને ક્રોધ એ જેના જતા રહ્યા છે એવો જે મુનિ તે હંમેશા જીવનમુક્ત જ છે. ૫-૨૮

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ॥
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ ६ ॥

યુકત* ( યથાયોગ્ય ) આહાર વિહારવાળાને અને કર્મને વિષે યુકતચેષ્ટાવાળાને તથા યુકત ઉંઘતા જાગતા ( સાધક )ને યોગ દુખને હણનારો થાય છે ૬–૧૭

---

* યુકત આહાર (મિતાહાર) એટલે સુખેથી પચે તેટલો ખોરાક એનુ સામાન્ય પ્રમાણુ એ છે કે પેટમા જેટલો અવકાશ હોય તેનો અર્ધ ભાગ અન્ન કે ફળફૂલથી અને પા ભાગ જળથી રોકાય અને પા ભાગ વાયુના અવર જવર માટે ઉણો રહે એવો આહાર રાખવો યુકતવિહાર એટલે થાક ન લાગે એટલુ ચાલવુ વિગેરે, તથાપિ ઓછામા ઓછુ નિત્ય એક યોજન ( ચાર ગાઉ ) પણ અટન કરવુ જોઈએ યુકતચેષ્ટા એટલે અતિ વાચાળ ન થતા પ્રણવાદિ મ ત્રનો જપપાઠ કરવો તે યુકત ઉંઘવુ જાગવુ એટલે રાતના ચાર ભાગ કરી પહેલા અને ચોથા ભાગમા જાગવુ' અને બીજા અને ત્રીજા ભાગમા નિદ્રા લેવી તે

સુબોધિની ભગવદ્ગીતા.

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ॥
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ ७ ॥

આ મારી (ત્રિ) ગુણમયી દૈવી માયા+ દુસ્તર (મુશ્કેલીથી ઓળગાય એવી છે) જે મને જ શરણુ આવે છે તેઓ એ માયાને તરે છે ૭-૧૪

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ॥
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥ ८ ॥

અગ્નિ, જ્યોતિ, દિવસ, શુકલપક્ષ અને ઉત્તરાયણના ૭ માસ એમા પ્રયાણુ કરનારા જને (યોગીઓ) જેઓ બ્રહ્મને જાણનારા છે તેઓ બ્રહ્મને પામે છે ૮-૨૪

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ॥
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ९॥

---

+ દિવ્ એટલે પ્રકાશવુ તે પરથી પ્રકાશરૂપ પરબ્રહ્મના આશ્રયે રહેલી માયા તે દૈવીમાયા.

કોઈ મોટો દુરાચારી પણ જો અનન્યભાવથી મને જ ભજતો હોય તો તેને સાધુ (સદાચારી) માનવો, કેમકે તે મારા નિશ્ચયવાળો છે ૯-૩૦

**यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ॥**
**असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ १० ॥**

જે મને અજન્મા, અનાદિ અને લોકોનો મોટો ઈશ્વર જાણે છે તે મૃત્યુલોકમાં સંમોહથી રહિત હોવાને લીધે સર્વ પાપોથી સાવ મુક્ત થાય છે ૧૦-૩

**मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ॥**
**निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥ ११ ॥**

હે પાંડવ ! મારી પ્રીતિને માટે કર્મ કરનાર, હું જ જેને પરમ છું એવો, સંગવર્જિત તથા કોઈ પણ પ્રાણી સાથે જરા પણ વેર ન રાખનાર જે મારો ભક્ત છે તે મને પામે છે. ૧૧-૫૫

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ॥
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥१२॥

( પઠનરૂપ ) અભ્યાસ કરતા જ્ઞાન વધારે શ્રેષ્ઠ છે, જ્ઞાન કરતા ધ્યાન વધારે ઉત્તમ છે, ધ્યાનથી કર્મફળનો [1]ત્યાગ ચઢીઆતો છે, કેમકે તેથી તરત જ શાતિ ( મોક્ષ ) મળે છે ૧૨-૧૨

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ॥
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ १३ ॥

હે ભારત ! વળી સર્વ ક્ષેત્રોમા ક્ષેત્રજ્ઞ પણ મને જ જાણ, ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બેઉનુ જે જ્ઞાન તે જ્ઞાન જ મને સંમત છે અર્થાત્ તે જ્ઞાન જ ખરૂ જ્ઞાન છે ૧૩-૨

---

૧ ત્યાગથી ઇશ્વરપ્રીત્યર્થ કર્મ થશે ઇશ્વરપ્રીત્યર્થ કર્મ થવાથી અભ્યાસ થશે, અભ્યાસથી ઇશ્વરમા મનની પ્રવૃત્તિ થશે અને ઇશ્વરમા મન પેસી જતા મોક્ષ મળશે

( સુબોધિની ગીતા. )

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ॥
स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥१४॥

જે મને અવ્યભિચાર (અનન્ય) ભક્તિયોગથી ભજે છે તે આ ગુણોને અતિક્રમણ કરી બ્રહ્મભાવને પામે છે ૧૪–૨૬

निर्मानमोहा जितसंगदोषा
अध्यात्मनित्या विनिवृत्तकामाः ॥
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै-
र्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥१५॥

માન અને મોહ જેમના નિવૃત્ત થયા છે, સંગના દોષો જેમણે જીત્યા છે, અધ્યાત્મસ્વરૂપમાં નિષ્ઠાવાન્ (તથા) કામ જેમનો સંપૂર્ણ નિવૃત્ત થયો છે એવા, સુખ દુઃખ નામે દ્વન્દ્વો (જોડકા)થી છૂટેલા એવા અમૂઢ એટલે મોહ અજ્ઞાન-થી રહિત યોગીઓ તે અખંડ ( અવિકારી ) ધામને પામે છે ૧૫–૫

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ॥
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥१६॥

જે શાસ્ત્રવિધિ છોડીને સ્વચ્છંદપણાથી વર્તે છે તે સિદ્ધિને પામતો નથી, સુખને પામતો નથી અને પરમગતિને (પણ) પામતો નથી ૧૬-૨૩

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ॥
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १७ ॥

મનની પ્રસન્નતા, સૌમ્યતા[1], મૌન, મનનો સારો નિગ્રહ અને અંતઃકરણની સારી વૃત્તિ એ માનસિક તપ કહ્યુ છે ૧૭-૧૬

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ॥
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥१८॥

---

૧ સર્વ લોકોના હિતની ઇચ્છા કરવી તથા શાસ્ત્રનિષિદ્ધ વિષયોનુ સ્મરણ ન કરવુ તે

સર્વ ધર્મો (ના આશ્રય) નો પરિત્યાગ કરીને એક મારે શરણુ આવ, હું તને સર્વ પાપોથી છોડાવીશ માટે તુ શોક ન કર ૧૮–૬૬

गीतासारमिदं पुण्यं यः पठेत्सुसमाहितः ॥
विष्णुलोकमवाप्नोति भयशोकविनाशनम् ॥ १९ ॥

આ પુણ્યકારક, અને ભય શોકનો વિનાશ કરનારા ગીતાના સારને જે સમાહિત ચિત્ત થઇને ભણે છે તે વિષ્ણુ-લોક (વૈકુંઠ) ને પામે છે ૧૯

इति श्रीवेदव्यासविरचिता अष्टादशश्लोकी गीता सम्पूर्णा.

---

## ॥ श्रीविष्णुस्तवनम् ॥



मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥ १ ॥

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशम् ।
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभाङ्गम् ॥
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यम् ।
वन्दे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम् ॥ २ ॥



# ॥ विष्णोः षोडश नामानि ॥

औषधे चिन्तयेद्विष्णुं भोजने च जनार्दनम् ।
शयने पद्मनाभं च विवाहे च प्रजापतिम् ॥१॥

युद्धे चक्रधरं देवं प्रवासे च त्रिविक्रमम् ।
नारायणं तनुत्यागे श्रीधरं प्रियसंगमे ॥ २ ॥

दुःस्वप्ने स्मर गोविन्दं संकटे मधुसूदनम् ।
कानने नारसिंहं च पावके जलशायिनम् ॥ ३ ॥

जलमध्ये वराहं च पर्वते रघुनन्दनम् ।
गमने वामनं चैव सर्वकार्येषु माधवम् ॥ ४ ॥

षोडशैतानि नामानि प्रातरुत्थाय यः पठेत् ।
सर्वपापविनिर्मुक्तो विष्णुलोके महीयते ॥ ५ ॥

ઔષધ પીતા વિષ્ણુનુ. ખાતી વખતે જનાર્દનનુ, સુતિ વખતે પદ્મનાભનું, વિવાહમા પ્રજાપ્રતિનુ, રણસગ્રામમા સુદર્શન ચક્રધારી શ્રીકૃષ્ણ પરમાત્માનુ, મુસાફરીમા ત્રિવિક્રમનું, મરણ સમયે નારાયણનું, પ્રિયવસ્તુના સંગમા શ્રીધરનું, ખરાબ સ્વપ્ન સમયે ગોવિન્દનુ, સંકટમા મધુસૂદનનુ. વનમા નરસિંહનુ, અગ્નિમા ક્ષીરશાયીનુ, જલમા વરાહનુ, પર્વતપર રામચંદ્રનુ, યાત્રામા વામનનું અને સર્વ કામમા માધવ (શ્રીલક્ષ્મીનારાયણનુ) ચિંતવન કરવુ. ૧-૪

આ સોળ નામો જે સવારે ઉઠીને ભણે છે તે સર્વ પાપથી મુક્ત થઇ વિષ્ણુલોક (વૈકુંઠ) ને પામે છે. ૫

સેવક મૂળજી ગોકળદાસના
જયશ્રીકૃષ્ણ.



ભાવિક ભક્તજનોને વાંચવા યોગ્ય

ઉત્તમ પુસ્તકો

---

ભક્તિમાર્ગનું મનોહર કાવ્ય

**શ્રીકુંભનાથનું શિવાલય.**

કીં. આના ચાર

---

મનુષ્ય જીવનનો ઉચ્ચ આદર્શ બતાવતું

**આદર્શભૂત જીવન.**

કીં આના આઠ

---

જ્ઞાનમાર્ગનો ઉત્તમ ગ્રંથ

**આત્મરામાયણ.**

કીં. રૂ. એક.

---

બાળકો અને સ્ત્રીઓને વાંચવા યોગ્ય

**બાળરામાયણ.**

છપાય છે

ઉપરના સર્વ પુસ્તકો મળવાનું ઠેકાણું—

કાંદાવાડી } પ્રભાશંકર જયશંકર પાઠક
મુંબઇ ૪ } અધિપતિ–મોહમાર્તણ્ડ

## ઠેકાણું બદલ્યુ છે.

વૈદ્ય અને ધર્મોપદેશક તરીકે ત્રેવીશ વર્ષ સુધી મુંબઇમાં વસી ઘણા પ્રસિદ્ધ થયેલ વૈદ્યશાસ્ત્રી દામોદર કાનજીને નામદાર મહારાજાશ્રી ગાયકવાડ સરકારે ખાસ પોતે ઘણા વખત સુધી ધર્મોપદેશ સાભળી આશ્રય આપવાથી તેઓ હાલ શ્રી વડોદરામા વસે છે, તો વૈદક અને ઉપદેશ સબધી જે જે કામ હોય તે માટે નીચેને શિરનામે ખબર આપવી

વૈદ્યશાસ્ત્રી દામોદર કાનજી.

અમદાવાદી પોળ કડવાશેરી-મું (વડોદરા)

